# વેણુનાદ



લેખક

ગોવિંદભાઇ રા. અમીન

પ્રકાશક

ગો. રા. અમીન

૧૩ શારદા સદન, મુંબઇ ૭.

# નિવેદન

આ સંગ્રહમાં મુકેલાં નાટકોમાં એ 'માનસી' માં પ્રસિધ્ધ થએલાં છે, એ 'પ્રસ્થાન'માં છપાએલી મારી એ વાર્તા પરથી બનાવેલાં છે. વાર્તાઓ વાંચી હોય તેને નાટકો વાંચવાની મારી ભલામણ છે. નવીનતા મળશે. છેલ્લું નાટક હમણાં લખેલું છે. પુસ્તકમાં નાટકોનો ક્રમ લખાયાં તે રીતે રાખ્યો છે. પહેલાં એ પુસ્તકો જેટલો સત્કાર આ પુસ્તકને મળશે એવી આશા રાખું છું.

ગોવિંદભાઈ અમીન.



[ચાલની ઓરડીનો અડધો ભાગ. ડાબી અને જમણી બાજુ બે બારણાં છે. ડાબી બાજુ લાઇનબંધ ત્રણ ખુરશી છે. વચ્ચે ટિપાઇ છે. તેની ઉપર ઘડીબંધ પેપર પડેલું છે. ત્રણે બાજુ દીવાલ ઉપર નાની-મોટી છબીઓ ટાંગેલી છે. જમણી બાજુ પલંગ છે. પલંગમાં કીકુભાઈ સૂતા છે.

સમય સવારનો છે. જમણા બારણામાંથી વાસણ માંજયાનો અવાજ આવે છે. ડાબું બંધ છે. પણ તેમાંથી બહારના અવાજ ઘેરા બની આવે છે. સ્ટવ પેટાવવાનો અવાજ આવે છે. સુરરર......કરી સ્ટવ ચાલુ થાય છે, અને કૂકડાની ગરજ સારતો હોય તેમ સૂતેલા કીકુભાઇને જાગૃત કરે છે. તે આમતેમ જુએ છે, ઉઠવા વિચાર કરે છે, પણ ઉઠાતું ન હોય તેમ આંખો ઢાળી પડયા રહે છે.

ખુલ્લા બારણામાંથી રૂક્ષમણી આવે છે. તેના હાથ સારા ન હોય તેમ તેણે તેને શરીરથી દૂર રાખ્યા છે. તે પલંગ પાસે આવી ઊભી રહે છે; અને જાણે નિશાન માંડતી હોય તેવી નજરે કીકુભાઇ તરફ જુએ છે. ધ્યાનસ્થ થએલા આત્મા ઉપર ગ્રહોની અસર થતી નથી તેમ તેનું નિશાન ખાલી જાય છે. તે બીજા શસ્ત્રનો ઉપયોગ કરે છે.

**રૂક્ષમણી:** આઠ થયા! ઉઠવું છે કે નહિ!

**કીકુભાઇ:** ઉં......હું...હું.

**રૂક્ષમણી:** (ચીઢાઇને) ક્યાં સુધી પડી રહેવું છે?

**કીકુભાઇ:** ઉઠું છું.

**રૂક્ષમણી:** ક્યારે?

**કીકુભાઇ:** આ ઉઠયો...બળી આ નોકરી!—મારાથી તે નહિ થાય!

**રૂક્ષમણી:** નોકરી વિના ક્યાં છૂટકો છે? નોકરીનું બહાનું કાઢી તમને મોડા ઉઠવાની ટેવ પડી છે!

**કીકુભાઇ:** તું કેવી છે?

**રૂક્ષમણી:** કેમ, 'કેવી છે?'

**કીકુભાઇ:** જંપી સૂવા દેતી નથી. આખો દિવસ વૈતરું કરીએ છીએ તેની તને લાગણી નથી.

**રૂક્ષમણી:** ચા પી સૂઇ જજો, સૂવું હોય તો. મારે બીજું કામ હશે કે નહિ?

**કીકુભાઇ:** ગાળી લાવ. ઉઠું છું.

**રૂક્ષમણી:** નહિ ઉઠો તો ઠંડી પીવી પડશે.

**કીકુભાઇ:** સારૂં, તુ જા.

[કંટાળો દર્શાવતી રૂક્ષમણી જાય છે. કીકુભાઇ પાછા તંદ્રામાં પડે છે...સ્ટવનો અવાજ બંધ થાય છે...ચાનો પ્યાલો લઇ રૂક્ષમણી આવે છે અને ટિપાઈ પરના પેપર પાસે તેને મૂકે છે.]

**રૂક્ષમણી:** હજી ઉઠયા છે!...ઠંડી થઇ જશે એટલે ચીઢાશે!

**કીકુભાઇ:** (પથારીમાં બેઠા થઇને) મુંઇ તું! ભગવાને સ્ત્રીઓને કેવી ઘડી છે!

**રૂક્ષમણી:** સ્ત્રીઓને એવી ન ઘડી હોત તો પુરૂષો ભુખે મરત. ચાલો, ખુરશી પર બેસોઃ હું પથારી સાફ કરૂં.

[કીકુભાઇ કસમોડા કરતા ઉઠે છે, જમણા બારણામાં જઇ મોં ધોઇ પાછા આવે છે, ટિપાઇ પરથી ચાનો પ્યાલો લઇ ખુરશી પર બેસે છે......રૂક્ષમણી પથારી સ્વચ્છ કરે છે. ચાથી કીકુભાઇમાં તેજી આવે છે. પેપર લઇ તે પહોળું કરે છે. પેપ-રમાં સંતાઇ રહેલી કોઇ વીજળી નીકળી તેમનામાં દાખલ થઇ હોય તેમ તે ચોંકે છે.

**કીકુભાઇ:** આજે જણાવવાનું હતું !

**રૂક્ષમણી;** શું ?

**કીકુભાઇ;** રોયલ સિનેમા ચેરિટી શોનું ઇનામ.

**રૂક્ષમણીઃ** (દોડી આવી) કયા નંબરને ઇનામ મળ્યું ?

**કીકુભાઇ:** ૧૮૨૦. (ખૂશ થતા) જો, આપણો નંબર આવો કંઇ છે !

**રૂક્ષમણીઃ** હા. (જમણા બારણામાં દોડતી જઇ બે પીળી ટિકિટો લઇ આવે છે) આ તો ૧૮૨૧ અને ૧૮૨૨ છે !

**કીકુભાઇ:** એક નંબર માટે ઇનામ ગયું ! મકનજી ફાવ્યો. મારા પહેલાં જ એણે ટિકિટ લીધી હતી.

**રૂક્ષમણી:** તમે તેના પહેલાં કેમ ન લીધી ?

**કીકુભાઇ:** મને ખબર હતી કે ૧૮૨૦ નંબર આવવાનો છે ?

**રૂક્ષમણીઃ** ( જરા થોભીને ) મકનજીએ ઇનામની ખબર જાણી હશે ?

**કિકુભાઈ:** જાણી જ હશે.

**રૂક્ષમણી:** [મનમાં કંઇ ગોઠવતી] આપણે તેની ટિકિટ બદલી લાવીએ તો ?

**ડીકુભાઇ:** એમ કોઇ બદલવા દે !

**રૂક્ષ્મણી:** તમે જુઓ, હું બદલી લાવું છું.

**ડીકુભાઈ:** પકડાઇશ તો ફજેતી થશે.

**રૂક્ષ્મણી:** તમે જુઓ તો ખરા ! (એક ટિકિટ પથારી નીચે દાબી બીજીની નાની ઘડી વાળે છે) મને યુકિત જડી છે !

(ડાબું બારણું ખોલી રૂક્ષ્મણી બહાર ચાલી જાય છે. ડીકુ-ભાઈ ગભરાતા તેની પાછળ બારણા સુધી જાય છે અને ત્યાં અધીરાઇના અવતાર જેવા બની ઊભા રહે છે. ચાર પાંચ મિનિટમાં રૂક્ષ્મણી આવે છે.)

**રૂક્ષ્મણી:** (હર્ષથી) બોલશો નહિ ! બદલી આણી છે !

**ડીકુભાઈ:** હેં ! કેવી રીતે ?

**રૂક્ષ્મણી:** તેમની ટિકીટ જોવા માગી, બદલી લીધી !

**ડીકુભાઈ:** જોવા દે.

**રૂક્ષ્મણી:** બારણું બંધ કરો.

(ડીકુભાઈ બારણું બંધ કરે છે. રુક્ષ્મણી બે આંગળી વચ્ચે સંતાડેલી ટિકિટ કાઢે છે અને ડીકુભાઇને બતાવે છે.)

**ડીકુભાઈ:** (કુદીને) એ જ ! નંબર ૧૮૨૦ ! ફાવ્યા ! બોલશો નહિ !

**રૂક્ષ્મણી:** (ધીમેથી) બોલશો નહિ ! ભીંતને ય કાન હોય ! વા વાત લઇ જાય !

**ડીકુભાઈ:** તું ગઈ ત્યારે તે શું કરતા હતા !

**રૂક્ષ્મણી:** (હસીને) કુદતા હતા !

**ડીકુભાઈ:** ઇનામના લેવા જશે ત્યારે કેવા ચાટ પડશે ?

**રૂક્ષ્મણી:** હું કહું છું, બોલશો નહિ !

**ડીકુભાઈ:** ઇનામના રૂપિયા આજે લઈ આવીશ.

**રૂક્ષમણી:** સારું.

**કીકુભાઈ:** મારે નવાં કપડાં કરાવવાનાં થયાં છે, આપણે એક સોખંડનું કબાટ લાવવાનું છે, વિમાનું—

**રૂક્ષમણી:** આ પાંચસોમાંથી એક પાઈ પણ તમને આપવાની નથી !

**કીકુભાઈ:** તું તારે બે ત્રણ સાડીઓ લાવજે, એટલા બધાને શું કરીશ ?

**રૂક્ષમણી:** કરીશ મારે કરવું હશે તે ! રૂપિયા મેં મેળવ્યા છે ! પણ હમણા તમે ચુપ રહો.

**કીકુભાઈ:** મારે કપડાંમાં—

[ઉતાવળે ચાલતાં પગલાં સંભળાય છે. રૂક્ષમણી ટિકિટ દબાવી દે છે. બારણું ઉઘડે છે. ક્રોધે ભરાએલા મકનજી અંદર ધસી આવે છે.

**મકનજી:** [રૂક્ષમણીને] એ કયાં મૂકી ?

**રૂક્ષમણી:** શું ?

**મકનજી:** શું શું ? મારી ટિકિટ !

**રૂક્ષમણી:** શાની ટિકિટ ?

**મકનજી:** અજાણ્યાં થઈ થઇ પૂછો છો શું ? ટિકિટ બદલી ગયાં તે આપી દો !

**રૂક્ષમણી;** [સાશ્ચર્ય] હું તમારી ટિકિટ બદલી ગઇ ! શું બોલો છો ! મને ચોર ધારી ?

**મકનજી;** ટિકિટ જોવાને બહાને મારી ટિકિટ બદલી લીધી !

**રૂક્ષ્મણી:** તમારી હતી તેજ પાછી આપી છે.

**મકનજી:** મારી ટિકિટનો નંબર ૧૮૨૦ હતો.

**રૂક્ષ્મણી:** એ નંબર અમારીનો હતો. [કીકુભાઇને] નહિ ?

**કીકુભાઇ:** હા, આપણીનો નંબર ૧૮૨૦ હતો.

**મકનજી:** તો તમે ટિકિટ જોવા શા માટે આવ્યાં ?

**રૂક્ષ્મણી:** હું એમ જોવા આવી હતી કે ઇનામ અમારે છે અને મકનજી આટલા બધા હર્ષમાં કેમ ? કંઇ ભૂલ થતી નથી ને ?

**મકનજી:** ભૂલ હતી તો તે વખતે મને કહ્યું કેમ નહિ ?

**રૂક્ષ્મણી:** તમારો ઉત્સાહ શા માટે ભાગી નાખવો ?

**મકનજી:** [કડવાશથી] શી મારી લાગણી ! મારા મનમાં તો એવું થાય છે કે–મને ખાતરી છે કે તમે ટિકિટ બદલી લીધી છે. તમારા વિના બીજા કોઇને મેં ટિકિટ જોવા આપી નથી. ટીકિટ પાછી નહિ આપો ત્યાં સુધી હું અહીંથી ખસવાનો નથી.

**રૂક્ષ્મણી:** અમારૂં ઇનામ તમારે પચાવી પાડવું છે, એમ ને ?

**મકનજી:** પચાવવાનું શાનું ? ટિકિટ મારી છે, પાછી આપો, નહિ તો પરિણામ સારૂં નહિ આવે !

**કીકુભાઈ:** એટલે તમારે લઢવું છે, એમને ?

**મકનજી;** હા, લઢવું છે, ટિકિટ પાછી નહિ આપો તો !

**રૂક્ષ્મણી:** પણ ટિકિટ તમારી હોય ત્યારે આપુંને ?

**મકનજી:** મારી ડાયરીમાં ટિકિટનો નંબર લખેલો છે.

**રૂક્ષ્મણી:** એમ તો અમનેય લખતાં આવડે છે ! કોઇને ગળે પડવું હોય ત્યારે એવી તૈયારી પહેલેથી કરવી પડે છે !

**કીકુભાઇ:** બરાબર છે.

**મકનજી:** આ ખરૂં: તમે મારી ટિકિટ ચોરી ગયાં અને મને ચોર ઠરાવો છો !

**રૂક્ષ્મણી:** તમે મને ચોર ઠેરવો છો !

**મકનજી:** તમે ચોર છો જ.

**કીકુભાઇ:** મકનજી, જરા વિચારીને બોલો ! આમ હલકા લોક માફક લઢવું હોય તો બહાર નીકળો !

**મકનજી:** એટલે તમે એમ માનો છો કે હું તમને ટિકિટ પચવા દઇશ !

**રૂક્ષ્મણી:** મેં તમને કહ્યું કે ટિકિટ અમારી છે અને અમારી પાસે રહેશે: તમારે જે કરવું હોય તે કરો ! નકામી માથાફોડ કરાવશો નહિ. મારે કેટલું કામ બાકી છે !

(તે ડાબા બારણા તરફ જવાનો દેખાવ કરે છે. મકનજી તેની સામે જઇ ઉભા રહે છે.)

**મકનજી:** ટિકિટ આપીને જાઓ.

**રૂક્ષ્મણી:** તમને કેટલી વખત કહું કે ટિકિટ અમારી છે ?

**મકનજી:** હું જાણું છું, કોની છે. ટિકિટ આપી દો, નહિ તો આબરુનો પ્રશ્ન આવશે.

**રૂક્ષ્મણી:** એટલે ?

**મકનજી:** તમે ટિકિટ કયાં રાખી છે તે હું જાણું છું. નહિ આપો તો જોરજુલમથી લેવી પડશે.

**રૂક્ષ્મણી:** (ટિકિટવાળી મૂઠી પીઠ તરફ રાખી) એવા ટિકિટ લેનારા બહુ જોયા ! મહેરબાની કરી બહાર નીકળો, નહિ તો પોલિસને બોલાવવા પડશે !

**કીકુભાઈ:** અરે, આ બોલાવી લાવ્યો, જુવોને !

[ ઊભા થાય છે ]

**મકનજી:** એમ : પોલિસને બોલાવવો છે? પોલિસને બોલાવો, પડોશીને બોલાવો!

[તે બોલતાં બોલતાં પાછા ફરી ડાબી બાજુનું બારણું બંધ કરે છે, અંદરથી સાંકળ મારે છે અને રૂક્ષમણી તરફ ધસે છે. રુક્ષમણી પાછી હઠી જઇ પલંગ પાછળ ભરાય છે.]

**રૂક્ષમણી:** (કીકુભાઇને) અરે, તમે જોઇ શું રહ્યા છો?

**કીકુભાઇ:** (મકનજી અને રૂક્ષમણી વચ્ચે આવીને) મકનજી, તમને લાજ–શરમ છે કે નહિ!

**મકનજી:** મારી ટિકિટ આપી દો!

**કીકુભાઇ:** ટિકિટ અમારી છે: તમે તોફાન કરી લઇ શકશો નહિ!

**મકનજી:** તોફાન કરીને જ લેવાનો!

[તે કીકુભાઇને ધક્કો મારી રૂક્ષમણી તરફ જાય છે. રૂક્ષમણી ચીસ પાડે છે. બહાર ગડબડ સંભળાય છે. કોઇ બારણું ખખડાવે તેની દરકાર કર્યા વિના મકનજી રૂક્ષમણી નજીક જાય છે. કંઇ ચાલશે નહિ તેમ લાગતાં રુક્ષમણી ટિકિટ પોતાના કબજાની ખોળમાં–ભજવતાં મોં ચાલે–મૂકી દે છે. મકનજી થંભી જાય છે.]

**મકનજી:** હરકટ! નફ્ફટ!

[રૂક્ષમણીના ચહેરા ઉપર ઉજાસ દેખાય છે. કીકુભાઈમાં સ્વસ્થતા આવે છે. તે ઊભા થઇ બંધ કરેલું બારણું ખોલે છે. કુતૂહલ દર્શાવતા ત્રણચાર ચહેરા દેખાય છે. મકનજી કંઇ બોલ્યા વિના કચવાતા ચાલ્યા જાય છે. તેમની પાછળ કીકુભાઈ બારણું બંધ કરે છે. બહાર ગડબડાટ ચાલુ રહે છે...રૂક્ષમણી પલંગ પાછળથી બહાર આવે છે.]

**કીકુભાઈ:** તું ખરી!

**રૂક્ષમણી:** (ટિકિટ ખોળમાંથી બહાર કાઢી) શું કરે! મુશ્કેલીમાં આવીએ ત્યારે પક્કાઇ કરવી પડે.

**કીકુભાઇ:** લાવ, ટિકિટ મને આપ.

**રૂક્ષમણી:** હમણાં નહિ, તે પાછા આવે!

**કીકુભાઈ**–તે ચાલ્યા ગયા લાગે છે. તેમનો અવાજ સંભળાતો નથી.

(તે બારણું ખોલી બહાર જુવે છે. જાણે બારણા બહાર ઊભી રહેલી હોય તેમ સરસ્વતી દેખાય છે. તે બારણું ખૂલ્લું જોઈ અંદર આવવા જાય છે.)

**રૂક્ષ્મણી**–(સરસ્વતીને તિરસ્કારથી) ધણીનું લઢવાનું બાકી રહી ગયું, તે પૂરું કરવા આવ્યાં હશો!

**સરસ્વતી**–ના, બહેન મારે તમારી સાથે શા માટે લડવું પડે?

**રૂક્ષમણી**–તો?

**સરસ્વતી**–તેમણે તમારું અપમાન કર્યું તે વાત ખરી?

**રૂક્ષમણી**–ત્યારે શું ખોટી?

**સરસ્વતી**–(સાવચેત નજરે બધે જોતી અંદર આવે છે.) તે ટિકિટ લેવા નીકળ્યા તે પહેલાં તેમને તેમ કરવા મેં ના કહી હતી. તમે એવી લુચ્ચાઇ કરો નહિ, એની મને ખાતરી હતી.

**રૂક્ષમણી**–અરે, લાખ રુપિયા મળે તોય હું એવું કરું?

**સરસ્વતી**–નહિ જ. મેં તેમને બહુ કહ્યું, મારું માન્યું નહિ! તે મારું કદીએ કયાં માને છે! તેમની સાથે સંસાર શરુ કર્યો ત્યારથી આજ સુધી કોઇ વાતમાં મારી ગણના થઇ નથી! [ગળગળી બની રુક્ષમણી નજીક આવે છે.)

**રૂક્ષમણી**–હશે બહેન! પડયાં પાનાં નિભાવવાં પડે!–સંસારમાં કોણ સુખી છે?

**સરસ્વતી**–(આંખમાં પાણી લાવી) બહેન, અંદરનું બધું નિભાવીએ, બહાર નીકળી આવા ભવાડા કરે તેનું શું થાય! તે વળી તમારા જેવાં સાથે! બહેન, તે માટે હું માફી માગવા આવી છું. અમને માફી આપો!

(સરસ્વતી રૂક્ષ્મણીને પગે પડવા જાય છે. "એમાં શું !" કહી રૂક્ષ્મણી તેને પગે પડતી અટકાવવા જાય છે. તેમ કરતાં તેનો હાથ પોલો થઈ જાય છે. સરસ્વતી તેમાંથી ટિકિટ ઝુંટવી બહાર દોડી જાય છે. રૂક્ષ્મણી આભી બની, "એ રાંડ, લુચ્ચી, મીઠાબોલી !" કહી તેની પાછળ દોડે છે. કીકુભાઈ તેઓની પાછળ જાય છે...તેઓનો એકનો એક દીકરો ગુજરી ગયો હોય તેવા મસાણિયા ચહેરે .બંને પાછાં આવે છે.]

**રૂક્ષ્મણી**: તમે તેને રોકી નહિ !

**કીકુભાઈ**: મને ખબર હતી કે તે ટિકિટ લઇ ભાગી જશે ? તેં કેમ લેવા દીધી ?

**રૂક્ષ્મણી**: મને ખબર હતી કે તે આમ ઝુંટવી જશે.

**કીકુભાઈ**: હશે, આપણા નસીબમાં નહિ હોય.

**રૂક્ષ્મણી**: બળ્યું નશીબ ! ! !



[ગામડાની નાની ફળી. મધ્યમાં લાંબી ખુલ્લી જગ્યા છે. બંને બાજુએ ત્રણ–ચાર મકાન છે. દરેક મકાન પાસે ઢોર બાંધેલાં છે. દરેક મકાનને ઓસરી છે. એક ઓસરીમાં ડોસો હુક્કો પીતો વિચારમાં બેઠો છે. બીજીમાં હિસાબ ગણતો મધ્ય વયનો ખેડુત છે, ત્રીજામાં છોકરૂં રમાડતો રોગી જેવો લાગતો નાની ઉમરનો ખેડુત છે. એક કુતરો ફળી વચ્ચે પડેલો છે.

રાત્રિનો સમય છે. તારાનો પ્રકાશ અને મકાનોમાંથી આવતો પ્રકાશ અંધકાર દૂર કરવા પૂરતો નથી. આવતું જતું સ્પષ્ટ દેખાતું નથી. હાથમાં અછોડો પકડી વાછડાને દોરતો એક યુવાન ખેડુત આવે છે. તે ઉતાવળમાં છે અને તેને માથે ભારો છે એટલે બરાબર જોયા વિના તે સીધો ચાલી આવે છે. તેની હડફટમાં કુતરો આવે છે. કુતરો કુદી વાછડાને બચકું ભરે છે અને ઘૂરકતો બાજુએ ઉભો રહે છે. બચકાની પીડાથી વાછડો દોડાદોડ કરે છે. પોતાના હાથમાં નહિ રહે માની ખેડુત ભારો માથેથી નાખી દે છે અને તેને પાસેના ખીલે બાંધી દે છે. પણ કુતરાનું ભસવું ચાલુ છે એટલે વાછડો વધુ કુદે છે અને ખીલો ખેંચી કાઢી ભાગે છે. ખેડુત તેની પાછળ દોડે છે. આખા ફળીમાં બંને ઘુમે છે. જાણે કંઇ બનતું ન હોય તેમ બેઠેલા માણસો શાંત છે. વાછડાને પકડી ખેડુત પોતાની ઓસરીના થાંભલે બાંધે છે અને લાકડી લઇ કુતરાને

રીસમાં ફટકારે છે. કુતરો ચીસો પાડતો ભાગે છે. છોકરું રમાડતા ખેડુતમાં લાગણી જાગે છે. બીજા બે ઉંચું જુવે છે.)

**પહેલો ખેડુત** : પાડાની રીસ ને પખાલીને ધા!

**બીજો ખેડુત** : (ડોસો) બિચારાને કોઈ નિરાંતે બેસવા દેતું નથી; જે આવે તે ઠોક!

**ત્રીજો ખેડુત** : (વાછડાવાળો) વચ્ચે પડી રહે તો શું થાય?—આ તો બીજી વખત કરડે છે!

**ચોથો ખેડુત** : એમ થાય છે તો મહાજનમાં મૂકી આવો. રોજ મારપીટ શી?

**ત્રીજો ખેડુત** : મૂકી આવોને તમે!—કોણ ના કહે છે? દયા આવતી હોય તો!

(બધા ચુપ રહે છે. ત્રીજો ખેડુત નાખી દીધેલો ભારો ઉપાડી ઓસરીમાં ગોઠવે છે; કડીયું અને ફાળીયું કાઢી ખીંટીએ ભરવે છે અને ખુણામાંથી એક લાંબી કોશ ખેંચી કાડે છે. ઓસરીમાંનું હરીકેન ફાનસ લઈ નવો ખીલો ઠોકવાની જગા શોધે છે. બે-ત્રણ જગા અજમાવી જોઇ, એમાંથી એક પસંદ કરી ખાડો ખોડવો શરૂ કરે છે.)

**ત્રીજો ખેડુત**: (પહેલા ખેડુતને) પેલાનું શું કરવા ધાર્યું છે?

**પહેલો ખેડુત** : શાનું?

**ત્રીજો ખેડુત** : શું-શાનું? જાણી જોઇ અજાણ્યા શું થાવ તો? કરી દો નીકાલ, ભાગની મિલકતનો. જે ભાગમાં આવે તે વહેંચી લઇએ.

**પહેલો ખેડુત**: બીજાને કહો. મને એકલાને શું છે?

**બીજો ખેડુત**: [ચોથાને બતાવી] બધો કાટ પેણે છે. એ દાબેલું કાઢશે નહિ ત્યાંસુધી કંઈ થવાનું નથી.

**ચોથો ખેડુત**: પણ દાબ્યું છે શું તે તો બતાવશો!—મારો હિસાબ જુવો, લેણું જુવો, પછી બાકી શું રહે છે?

**ત્રીજો ખેડુત :** એટલે સહિયારા ખાતે તમે પાંચ-પચીસ ખર્ચ્યા તે પેટે બધી મિલકત દબાવી બેસવી !

**ચોથો ખેડુત :** પાંચ-પચીસ કેમ છે ?

**બીજો ખેડુત :** ના–ના, પચીસ હજાર છે ! કામધંધા વિનાના થયા એટલે દબાવ્યે જ પાર ! બીજા મજૂરી કરી કંઇ કમાઈ લાવે તેમને પણ ઠેકાણે બેસવા દેવાના નહિ. હવે કોર્ટમાં જાવ એટલી વાર છે ! ખરાબ વરસાં, ખર્ચા ભારે અને કજીઓ ! પાયમાલીના દિવસ પાસે છે.

( ફરી ચુપકી ફેલાય છે. ત્રીજો ખેડુત ખોદવાનું ચાલુ રાખે છે. પાંચેક મિનિટમાં તેની કોશ ધાતુના વાસણ સાથે અથડાઇ હોય તેમ ધ–ન–ન–ન અવાજ કરે છે. ચોંકીને ખેડૂત ખોદવાનું બંધ કરે છે અને આજુબાજુ જુવે છે. પહેલા ખેડૂતનું ધ્યાન તેના તરફ છે.)

**પહેલો ખેડુત :** શું છે ? શું જડયું ? (તે પાસે આવે છે.)

**બીજો ખેડુત :** કંઈ નહિ, શું જડવાનું હોય ?

**પહેલો ખેડુતઃ** કંઇ ખખડયું ! ચરુ હશે !

**ત્રીજો ખેડુતઃ** (ધીમેથી) બોલીશ નહિ, તને કંઇ આપીશ.

**પહેલો ખેડુતઃ** કંઇ કેમ ? મારો ભાગ નહિ ? આપણ બંનેને જડયો છે !

**ત્રીજો ખેડુતઃ** અરે, પણ તું ધીમે બોલ !

[આ બેને મસલત કરતા જોઈ ચોથો ખેડુત કુતૂહલ દર્શાવતો તેમની પાસે આવે છે. બીજો ખેડુત પણ હુકો બાજુએ મૂકી ઊભો થાય છે.)

**ચોથો ખેડુતઃ** કંઇ જડયું લાગે છે !

**પહેલો ખેડુતઃ** અહીં કાચુ દાટી જવાનું હોય તે જડે !

**ચોથો ખડુતઃ** જૂના વખતનું દાટેલું હોય ! . જોઉં. (તે ખાડામાં જોવા જાય છે.)

**ત્રીજો ખેડુતઃ** (વચ્ચે હાથ ધરી) શું જોવાનું છે? કંઇ નથી.

**ચોથો ખેડુત:** નથી તો જોવા કેમ દેતો નથી?

**ત્રીજો ખેડુતઃ** મારે જોવા દેવું નથી!

**ચોથો ખેડુતઃ** એટલે બધું તારે ઉપાડી જવું છે? અમે તને લઇ જવા દઇશું, એમને?........મારા મનમાં એક બાબત ઘણા વખતથી રહ્યા કરતી હતી. મારા દાદા પાસે ખૂબ પૈસા હતા તે બધા જાણે છે, છતાં એમણે અમારા માટે કંઇ મુકયું નથી. એમનું દાટેલું ધન તો નહિ હોય?

**પહેલો ખેડુત;** કંઇ જડયું જાણી તમારી દાનત પચાવી પાડવાની થઇ છે!

**ચોથો ખેડુતઃ** ન્યાયની રીતે જેનું હોય તેને જાય.

**ત્રીજો ખેડુતઃ** ન્યાયની રીતે મારું–મારા બારણા આગળ નીકળ્યું.

(તે જલદીથી ખોદવા માંડે છે.)

**ચોથો ખેડુત;** જેના વડવાએ દાટયું હોય તેનું ન્યાય રીતે. ખોવાએલી ચીજનો માલીક શોધનાર નથી.

**ત્રીજો ખેડુતઃ** અરે, તમારા વડવાએ દાટયું હોય તેની ખાત્રી શી? મારાએ કેમ નહિ દાટયું હોય?

**ચોથો ખેડુતઃ** તેમની પાસે દાટવા જેવું હતું શું તે દાટે?

**ત્રીજો** ખેડુતઃ તો તમારા પાસે શું હતું? ઉપરથી પૈસાદાર દેખાય પણ અંદરથી પોલંપોલ હતું. કહે છે કે રોજ બે બાટલી જાઇતી હતી. પછી પૈસા બચે ત્યારે દાટે ને?

**પહેલો ખેડુતઃ** (વચ્ચે) એમ પૈસાદાર વડવાની વાત કરો તો મારા પણ ક્યાં ન હતા ? એમણે ડાકોરમાં ધર્મશાળા બંધાવી છે.

**ચોથો ખેડુતઃ** ડાકોરમાં ધર્મશાળા એમનાં પાપ ઢાંકવા બંધાવી હતી, અને તે ખેતર મૂકીને. તેમને નાની ઉમરથી શોખ લાગ્યો તો બૈરાંનો ! રાંડો એમને અને એમના પૈસાને ખાઇ ગઇ ! એમની પાસે શું રહ્યું હતું તે દાટે ?

**પહેલો ખેડુત**– એટલે તારે જૂના પોપડા ઉખાડી લઢવું છે ?

**ચોથો ખેડુત**–લઢે છે કોણ? આ તો તું બોલે છે તેનો જવાબ આપું છું.

**પહેલો ખેડુત**–આપ્યા જવાબ ! જવાબ આપવા હોય તો આપને તારા લેણદારોને !

**ચોથો ખેડુત**—હવે તું મોટી શાહુકારની છોકરી થઇ ગઇ છું તે હું જાણું છું ! બહુ ટેંટેં કરીશ તો એક અડબોટની માલીક બનીશ ! તાકાત જરા નહિ અને રોફ કેટલો !

**બીજો ખેડુત**—[ખાડા પાસે આવતાં, વચ્ચે] હવે, તમે બે ચુપ રહેશો ! વખત કવખત સમજે નહિ અને આ નીકળ્યા લઢવા !

**પહેલે ખેડુત**—તમે [ચોથાને બતાવી] એને કહો એ મારા વડવાનું ખરાબ બોલે કેમ !

**ચોથો ખેડુત**–તમે એને કહો, એ મને દેવાદાર કહેનાર કોણ !

**બીજો ખેડુત**–હું કહું છું બેસો છાનામાના. શું નીકળે છે તે જૂવો. લઢવાના ઘણા દહાડા છે.

(ત્રીજો ખેડુત ખાદો ખોદી રહે છે અને એક પિત્તરનો ઉંધો પાડેલો ગગરો ખાડામાંથી ખેંચી કાઢે છે. ફળીમાં વાત ફેલાઇ ગઇ હોય તેમ સ્ત્રીઓ, બાળકો ભેગાં થાય છે.)

**બીજો ખેડુત:** છે સીલબંધ. બધાંનાં નસીબ ફરી ગયાં લાગે છે! લઢયા વિના વહેંચી લેશો તો જિંદગી સુધી કમાવું નહિ પડે.

**ત્રીજો ખેડુત:** એટલે તમારે પણ આમાં ભાગ પડાવવો છે? પૈસા દેખી બધાની શું દાનત થાય છે? જાણે કેમ બધા લઇ જાઉં કે ભાગ પડાવું! હું કોઇને આપવાનો નથી.

(તે ગગરો ઉપાડી ઘર તરફ દોડવા જાય છે.)

**ચોથો ખેડુત:** (તેને પકડીને) એટલે અમે અહીં મૂવા પડયા છીએ?

**પહેલો ખેડુત:** (હાથમાંનું બાળક એક સ્ત્રીને આપી લઢવા તૈયારી બતાવતો) બરાબર છે! (તે ગગરો પકડે છે અને ત્રણે વચ્ચે ખેંચાખેંચ થાય છે)

**બીજો ખેડુત:** આમ લઢયા વિના સંપીને વહેંચી લો. આપણા કોઇના વડવા પાસે દાટવાના પૈસા ન હતા. કોઇ જૂનો વણઝાર દાટી ગયો હશે તેનો હશે. ફળી વચ્ચેની જમીન સરકારી છે. એ રીતે વાત બહાર જશે તો સરકાર જ ખાઇ જશે. વધુ ધમાલ કર્યા વિના સમજી જાવ, નહિ તો વાત ફેલાઇ મુખી પાસે જશે, સપાઇસપરાંને કકડો બચકું નાખવું પડશે, નવા ભાગીઆ ઉભા થશે, આમાંનું કંઇ હાથમાં આવશે નહિ! ઘણે વખતે લખમી ચાંદલો કરવા આવી છે, તે જશે!

**ત્રીજો ખેડુત:** (ઢીલો પડીને) મને જડયો, મને વધુ કંઇ નહિ?

**ચોથો ખેડુત:** વધારે શાનું? બધાને સરખું!

**બીજો ખેડુત:** બેસ, કંઇ સમજે નહિ! કહું છું તો ખરો કે જલદી પતાવો; (ત્રીજાને) તને થોડું વધારે આપીશું.

**ત્રીજો ખેડુત:** ઠીક, ચાલો મારા ઘરમાં બેસી વહેંચીએ.

**ચોથો ખેડુત:** કોઇના ઘરમાં નહિ. કોઇનો વિશ્વાસ શું?

**પહેલો ખેડુત;** બરાબર છે; અહીં જ વહેંચો.

**બીજો ખેડુતઃ** ઠીક, જલદી કરો ! ખોલો શું નીકળે છે ?

(ગગરો બરાબર મુકાય છે. બધા આનંદમિશ્રિત કુતૂહલ દર્શાવતા તેની આજુબાજુ ઊભા રહે છે. ત્રીજો ખેડુત જોર કરીને કોસ ગગરાના મોંમાં મારે છે. નાનો ધડાકો થાય છે. બધા બીએ છે. કૂતરો ભસવા લાગે છે. ગગરામાંથી ધુણી નીકળે છે. ફળીમાં સનસનાટી ફેલાય છે. ઢોર કુદવા લાગે છે. બાળકો ચીસો પાડે છે. ધુળ ઉડે છે...ગગરાની ધુણીમાં એક આકાર દેખાય છે.]

**ત્રીજો ખેડુતઃ** [ભયથી] ભૂત ! (તે નાસવા જાય છે, પણ કોઈએ તેને પકડી રાખ્યો હોય તેમ અટકી જાય છે, અને ડોકુ ધુણાવે છે.) ખાઉં–ખાઉં ? (પહેલો અને ચોથો ખેડુત "આમાં ભુત નીકળ્યુ" બોલી ગભરાઈ દોડે છે. ફળીમાં દોડાદોડ થાય છે. પહેલા અને ચોથાને દોડતા પકડીને) ક્યાં ભાગો છો ? મારામાં ભાગ જોઇતો હતો ! ઘણા વરસનો ભુખ્યો છું ! ખાવા આપો !

(તે દોડી બંને ખેડુતનાં બે હાથે ગળાં પકડે છે. બુમારોળ થઇ રહે છે. પણ બીજો ખેડુત હિંમત રાખી તેની પાસે જઇ તેની બાબરી પકડે છે.)

**બીજો ખેડુતઃ** કોણ છું ? બોલ !

**ત્રીજો ખેડુતઃ** (પકડેલાને છોડી દઇને) લાભશંકર ગોર.

**બીજો ખેડુતઃ** અહીં ક્યાંથી ?

**ત્રીજો ખેડુત;** સેંકડો વરસ ઉપર હું નવારસ મરી જઈ મારૂં ધન સાચવવા ભૂત થએલો. લોકને બહુ પજવતો એટલે એક સાધકે મને ગગરામાં ઉતારી દાટી દીધો. સાધકને મેં બહુ કાલાવાલા કર્યા ત્યારે તેણે કહ્યું તને કાઢનારા મળશે, આજે હું નીકળ્યો છું. મને ખાવા આપો !

**બીજો ખેડુત**—તને મંત્રી ફરી પુરાવીશું!

**ત્રીજો ખેડુત**—પુરાવ્યું! કોની તાકાત છે! (તે આંચકો મારી બીજા ખેડૂતના હાથથી છુટો થાય છે.) આ જમાનામાં એવા સાધકો પાકયા નથી અને પાકશે નહિ! જોઉં છું મને કોણ પૂરે છે, અને તે પહેલાં તમને સાફ કરીશ!—પછી બહાર નીકળીશ!

(તેનામાંથી ભુત નીકળી ગયું હોય તેમ તે સ્વસ્થ થાય છે. તે ધીમે ડગલે પોતાની ઓસરીમાં જઇ બેસે છે. બીજા કોઈ બોલ્યા વિના પોતાના મકાને જઇ બહાર ઊભા રહે છે. ગગરાને એકલો પડેલો જોઇ કુતરો તેની પાસે જઇ સુંઘે છે. અંદર કંઇ: ખાવાનું ન મળતાં તે લાંબા સાદે રડે છે. ગામના બીજાં કુતરાં તેના સાદમાં સાદ પુરે છે. જાણે કોઇ આપત્તિની રાહ જોતાં હોય તેમ ફળીનાં સૌ એક બીજા સામે ટગરટગર જોઇ રહે છે.)



## દયાશંકર

પાત્રો

**પ્રભાવતી**

**મોતી**

**દયાશંકર**

**કંચનગોરી**

**ધીરૂભાઇ**

(ખુરશી, ટેબલ, ત્રિપાઇ, સોફા, છબીઓ) ઘડીઆર વગેરેથી શણગારેલું દીવાનખાનું.

સવારનો સમય છે.

મોતી કપડાથી ફરનીચર ઝાપટે છે.

ગભરાએલી પ્રભાવતી ઉતાવળી આવે છે

**પ્રભાવતી :**— મોતી !

**મોતી :**—[કામમાંથી ઉંચુ જોઇને] શું છે, બા !

**પ્રભાવતી :**—મારો ખંડ સાફ કર્યો ને ?

**મોતી :**-હા, બા.

**પ્રભાવતી :**—કેટલો વખત થયો ?

**મોતી ;**—અડધો કલાક થયો હશે.

**પ્રભાવતી :**— સાફ કર્યો ત્યારે પેટી ઉપર કેટલી જણસ હતી ?

**મોતી :**— બે.

**પ્રભાવતી :**—બે-ત્રણ નહિં ?

**મોતી ;**— મને બરાબર યાદ છેઃ બે હતી : ચુની અને સેર.

**પ્રભાવતી :**— કાલે રાત્રે ત્રણ મૂકી હતી. સવારમાં ઉઠી ત્યારે ત્રણ હતી.

**મોતી :**— એટલામાં કંઇ નીચે પડેલું હતું નહિ. ચાલો ફરી જોઉં.

**પ્રભાવતી :**— મેં બધે ધ્યાન દઇને જોયું; કંઇ નથી !

**મોતીઃ**— (વિમાસતો) તો કયાં ગઇ હશે !

**પ્રભાવતી :**—[મોટેથી] તું જાણે !

**મોતી**—(દયામણે સ્વરે) બા, આટલાં વરસથી નોકરી કરૂં છું. કદી એક ચીજ લીધી છે ?

**પ્રભાવતી**-(વિમાસી) તો તે જાય ક્યાં ! બીજું કોઈ આવ્યું હતું ?

**મોતી**—(વિચારીને) વિનુભાઇના માસ્તર વિના બીજું કોઇ આવ્યું નથી.

**પ્રભાવતી**—એ...મ ! એ આવ્યા તા, ખરુંને ? એમને ગયાં કેટલો વખત થયો ?

**મોતી**—હમણાં જ ગયા.

**પ્રભાવતી**—તેમને તેં મારા ખંડ તરફ જતાં જોયા હતા ?

**મોતી**—એ અહીં બેઠા'તા હું બહાર કામ કરતો'તો. હું કેમ રીતે જાણું તે અંદર ગયા છે કે નહિ !

**પ્રભાવતી**-કંઇ નહિ. તું દોડતો જઈ તેમને પાછા બોલાવી લાવ. શું બન્યું છે તે તેમને કહીશ નહિ.

**મોતી**—સારૂં.

[મોતી દોડતો જાય છે. પ્રભાવતી વિચારમાં પડી મનમાં ગોઠવણી કરે છે. 'બસ એજ ?' એવો ઉદ્‌ગાર તેના મોંમાથી નીકળે છે. તે અધીરાઈ દર્શાવતી ઉભી રહે છે. મોતી દયાશંકર સાથે આવે છે.

**દયાશંકર**-(આવતાંજ] કેમ બા, શું કામ હતું ?

**પ્રભાવતી**-માસ્તર એમ એમ બન્યું છે કે મારી પેટી ઉપર સવારમાં એક ચંદન હાર પડયો હતો, [દયાશંકરના ચહેરા પરના ભાવનો અભ્યાસ કરવા અટકે છે.]

**દયાશંકર**-હં...તે ?

**પ્રભાવતી**—અત્યારે તે ત્યાં નથી.

**દયાશંકર**—કંઇ ડાબે હાથે મૂકાઇ ગયો હશે.

**પ્રભાવતી**—મેં બધે નપાસ કરી. તે ન જડયો એટલે મોતીને પૂછ્યું. તે કહે છે કે તમારા વિના બીજું કોઈ મકાનમાં આવ્યું નથી.

**દયાશંકર**–(ચોંકીને) પણ મેં તમારા ખંડમાં પગ મૂકયો નથી.

**પ્રભાવતી**–તો હાર કોણ લઇ જાય ?

**દયાશંકર**–એ કેમ કહી શકાય !

**પ્રભાવતી**–માસ્તર, હાર બહુ મોટી વિસાત નથી.

**દયાશંકર**–પ્રભાવતી બેન મેં હાર લીધો નથી !

**પ્રભાવતી**–ન લીધો હોય તો સારું, પણ લીધો હોય તો—

**દયાશંકર**–(અકળાઇને) હું ખરેખર કહું છું કે મેં હાર લીધો નથી. લીધો હોય તો તપાસો મારાં ખીસ્સાં, (હાથ પહોળા કરે છે.)

**પ્રભાવતી**–[ખીસ્સાં તરફ જોઇ, ઉપરથી ખાલી દેખતાં) મારે ખીસ્સાં તપાસવા નથી. એમ તો રસ્તામાં એની ગોઠવણ થઇ જાય. હું તમને કહું છું કે હાર લીધો હોય તો આપી દેજો.

**દયાશંકર**–(ચીડાઈને) પણ મેં નથી લીધો !

**પ્રભાવતી**–ન લીધો હોય સારૂં. પણ કદાચ ભુલ થઇ જાય તો તરત સુધારી લેવી, નહિ તો પોલીસને ખબર આપ્યા પછી કોઇ ઉપાય હાથમાં રહેશે નહિ.

**દયાશંકર**–અરે, મેં લીધોજ નથી ! પછી શું !

**પ્રભાવતી**–તો ઠીક તમે જઇ શકો છો. હું હમણાંજ એમને બોલાવી પોલીસને ખબર અપાવું છું. હજુ વિચારવાનું હોય તો વિચારજો.

**દયાશંકર**–(કંટાળીને) મેં લીધો નથી, પછી કયાં વિચારવાનું છે ! હું ખરેખર કહું છું કે મેં લીધો નથી !

**પ્રભાવતી**–તો તમારે કંઇ ડરવાનું કારણ નથી. હું પોલીસને ખબર આપીશ તે નકકી. તમારે જવું હોય તો જાવ હવે.

(દયાશંકર વિચારમાં જાય છે. મોતી અને પ્રભાવતી સામસામું જુવે છે.)

**પ્રભાવતી**–નકકીથી, હારની ગોઠવણ રસ્તામાં થઇ ગએલી !

**મોતી**—અને.

**પ્રભાવતી**—તેથી મેં તેને જવાનું કહ્યું. પોલીસની બીક આપી છે એટલે આવી પાછો આપી જાય.

**મોતી**—પણ બા, તેમણે લીધો હોય તેમ તેમની બોલી પરથી લાગતું નથી.

**પ્રભાવતી**—તને શી ખબર પડે? ચોર કદી ચોરી કબુલ કરે? છે ગરીબ. રોજ ટયુશનની રકમ વધારવા કહે છે. ભણ્યો છે દેવું કરીને. હમણાંજ નોકરી છે. હજુ છોકરમત છે એટલે ચોરી કરે.

**મોતી**—એમ હોય તો ચોરી કરે......પણ બા, બધા ગરીબ ચોર હોતા નથી, હો! જુવો હું--

(દયાશંકર એકદમ પાછો આવે છે.)

**પ્રભાવતી**—(ઉત્સાહમાં, દયાશંકરને) હાર લાવ્યા, ખરૂ?

**દયાશંકર**—પ્રભાવતી બેન, તમારા મનમાં કેમ પેસી ગયું છે કે હાર મેંજ લીધો છે!

**પ્રભાવતી**—સંજોગો એવા હતા.

**દયાશંકર**—સંજોગો એ કે હું ગરીબ છું. જયારથી હું તમારા ઘરમાં આવું છું ત્યારથી તમે શંકાની નજરે જુવો છો. પણ હું ઇશ્વર માથે રાખીને કહું છું કે ભુખે મરી જાઉં પણ એક દાણો ચોરૂં નહિ!

**પ્રભાવતી**—હં.

**દયાશંકર**—તમે મારા શબ્દો માનતાં નથી, તો બીજી શી રીતે હું મારી નિર્દોષતા સાબીત કરી શકું! પાછા આવતાં મેં સાંભળ્યું કે કદી ચોર ચોરી કબુલ કરે નહિ. પણ મેં ચોરી ન કરી હોય તો કબુલ કેવી રીતે કરૂં! હું સાચું કહું છું મેં હાર લીધો નથી. મને જતાં બીક લાગી કે કદાચ

શક ઉપર તમે મને પોલીસને સોંપો. તે નહિ કરવા તમને વિનંતી કરવા હું પાછો આવ્યો છું. હું ગરીબ માણસ છું. મારૂં ખોટું બદનામ થશે, નોકરી જશે, પોલીસ ખોટી હેરાન કરશે !

**પ્રભાવતી**:–તો હાર આપી દો.

**દયાશંકર**:–(મૂંઝાઈને) ન લીધો હોય તો ક્યાંથી લાવીને આપું ? મારી પાસે એટલા પૈસા નથી કે તમને બીજો કરાવી આપું. હું ખરેખર કહું છું કે મેં હાર લીધો નથી.

**પ્રભાવતી**:–ન લીધો હોય તો તમારે પોલીસથી ગભરાવાની જરુરે નથી.

**દયાશંકર**:–એ લોક ખોટું પજવે છે.

**પ્રભાવતી**:–કોઈ ખોટું પજવતા નથી. એમ કહોને કે તમારા મનમાં પાપ છે એટલે તમે ગભરાવ છો.

**દયાશંકર**:–પાપ જરા પણ નથી. મને એ લોકનીજ બીક લાગે છે. કહે છે કે એ લોક ગુનો કબુલ કરાવવા સખત ઉપાયો લે છે. મને નિર્દોષને તેઓ મારશે, પીડશે, અટકમાં બેસાડી રાખશે ! એક વખત એમની પાસે ગયા: એટલે બદનામ થઈ જવાનું. મારી નોકરી રહેશે નહિ. હું ગરીબને ભુખે મરવાનો વખત આવશે !

**પ્રભાવતી**:–એવી ખોટી લાગણી રખાય નહિ. હાર પાંનસોનો છે. હજુ કહું છું હાર પાછો આપશો તો કંઈ નશે નહિ. અરધા કલાકનો હું તમને વખત આપું છું.

**દયાશકર**:–(નિઃસહાય પગ પછાડીને) અરે, હું કહું છું મેં લીધો નથી. પછી ક્યાંથી લાવીને પાછો આપુ ! તમે મનમાં પાકું કરીને બેઠાં છો, એટલે તમને સમજાવાય પણ શી રીતે ? મારે હવે કરવું શું !

**પ્રભાવતી**–એ તમે જાણો. મારે જે કરવાનું છે તે મેં કહી દીધું છે!

[શાંતિ. મુંઝાતો કચવાતો દયાશંકર જાય છે.]

**પ્રભાવતી**–પોલીસનું નામ આપ્યું છે એટલે કેવો ફફડયો છે! ચોરી કરી છે તે નક્કી! નિર્દોષ ગભરાય?

**મોતી**–મનેય એવું કંઇ લાગે છે. પણ બા એકદમ પોલીસને ખબર આપશો નહિ. બિચારા બહુ દુઃખી થશે. થોડો વખત જુવો હાર પાછો આવે છે કે નહિ.

**પ્રભાવતી**–આ તો ડરાવવાનું, હમણાં કોણ પોલીસને કહે છે! એ પાછા આવે તે પહેલાં જડી જાય તો ઠીક નહિ તો તેમનો સ્વભાવ તું જાણે છે. મનેજ ઉધડી લેશે; કહેશે રખડતો શા માટે મૂકયો હતો!

**મોતી**–તો હવે હું શું કરૂં?

**પ્રભાવતી**–તું દયાશંકર પાછળ જઈ જો, શું કરે છે. તેને સમજાવી પણ જોજે. હાર મળે તો ઠીક નહિ તો તેમને ખબર આપવી પડશે. એ પાછા કહેશે તરત ખબર આપી કેમ નહિ. ઠીક છે, આજ સવારના તે બહાર ગયા છે. અત્યારે હોત તો શું એ કરત!

**મોતી**–તો હું દયાશંકરની પાછળ જાઉં છું. તે નહિ માને તો પછી સાહેબને બોલાવતો આવીશ.

**પ્રભાવતી**—હા; પણ તે પહેલાં બાજુમાંથી કંચનગૌરીને જરા મોકલતો જજે. એ હશે તો તે કંઇ બોલશે નહિ.

મોતી—મોકલું.

[**મોતી** જાય છે. પ્રભાવતી બાજુના સોફામાં બેસી જાય છે અને કંચન ગૌરીના આવવાની રાહ જોતી હોય તેમ બારણા તરફ જુવે છે.

કંચનગૌરી બીના હાથ સાલ્લે લુછતાં આવે છે. )

**કંચનગૌરીઃ**— કેમ બેન, શું બન્યું છે, મોતી દોડાદોડ કરે છે!

**પ્રભાવતીઃ**— આવો, બેસો, [કંચનગૌરી સોફા ઉપર બેસે છે] તમને સવારમાં જરા તસ્દી આપવી પડી છે.

**કંચનગૌરીઃ**— એમાં તસ્દી શાની! વખત આવે કામ ન લાગે તે પાડોશી શાના? કહો શું બન્યું છે?

**પ્રભાવતીઃ**— બેન, મારૂં હૃદય તો ધબકધબક થાય છે!

**કંચનગૌરીઃ**— એટલું બધું શું બન્યું છે?

**પ્રભાવતીઃ**— એમ બન્યું કે મારો ચંદનહાર સવારમાં પેટીમાં મૂકવાનો ભુલી ગઇ હતી.

**કંચનગૌરીઃ**—હં.

**પ્રભાવતીઃ**— અત્યારે જઇને જોઉં છું તો તે નથી.

**કંચનગૌરીઃ**– હેં! ભારે થયું કહેવાય!

**પ્રભાવતીઃ**– ગયા વર્ષેજ કરાવ્યો હતો. પુરા પાંચસો અને ઉપર પચીસ થયા હતા.

**કંચનગૌરીઃ**— તે હવે શું કરશો?

**પ્રભાવતીઃ**— પણ મેં ચોર પકડયો છે!

**કંચનગૌરી**— તમે!-કોણે ચોર્યો?

**પ્રભાવતી**—દયાશંકર—અમારા વિનુના માસ્તર.

**કંચનગૌરી**–કેવી રીતે પકડયો?

**પ્રભાવતી**– ચોર પકડવો તેમાં શું? તે પૈસાની તંગીમાં રહે છે. તેના વિના બીજું કોઇ મકાનમાં આવ્યું નહતું. તેણે ચોરી કરેલી.

**કંચનગૌરી**–તમે ખરાં હોંશીઆર!

**પ્રભાવતી**– મેં તેને બોલાવી પૂછ્યું પણ કદી ચોર ચોરી કબુલ કરે?

**કંચનગૌરીઃ**—નહિંજ.

**પ્રભાવતીઃ**—શાહ થવા મારી પાસે પગ પછાડી ગયો, વિનંતી કરી ગયો, હું ક્યાં છેતરાઉં તેવી છું !

**કંચનગૌરીઃ**—તમારી તો બેન વાતજ ન થાય !

**પ્રભાવતી**—મેં તેને પોલીસને સોંપવાનું કહયું એટલે તે હાર લેવા ગયો છે.

**કંચનગૌરીઃ**— તમે ખરૂં પગલું ભર્યું છે. વખત આવે તમે પુરુષની ગરજ સારો.

**પ્રભાવતીઃ**— એવાં ન થઇએ તો દુનિયામાં રહેવાય કેમ ! બધાં ખાઇ જાય ! આ કામ માટે મેં તેમને બોલાવવા મોતીને મોકલ્યો છે અને તમને પણ બોલાવ્યાં.

**કંચનગૌરી**— ઠીક કર્યું. આવા કામમાં બોલાવવીજ. તમે કહો તો મારા એ ઘરે છે. હમણાંજ પોલીસને બોલવી આવે. એવા લોકને પૂરી શીક્ષા થવી જોઇએ !

**પ્રભાવતી**— જરુર પડશે તો પોલીસને એજ બોલાવી આવશે. તમને બોલાવ્યાં છે તે જુદા કામ માટે છે. આ બધું પતી જાય ત્યાં સુધી તમારે મારી પાસે રહેવાનું છે. એકલી મારૂં મન ગભરાય છે.

**કંચનગૌરી**— તમે કહેશો ત્યાં સુધી બેસીસ. કામ ઘણું છે, પણ તમારા ખપમાં આવવાની તક ક્યાં મળવાની હતી !

**પ્રભાવતી**— બેન, હું તમારી ખુબ આભારી છું. અને એ બોલે તો તમારે મારો પક્ષ લેવાનો. તમે એમનો સ્વભાવ તો જાણો છો.

**કંચનગૌરીઃ**— તમે એની ફિકર કરશો નહિ, પણ આ બહાર ગરબડ શાની સંભળાય છે ?

(બંને કાન માંડે છે...દીવાનખાના તરફ આવતાં પગલાં સંભળાય છે...મોતી અને ધીરૂભાઇ થોડા માણસો સાથે આવે દયાશંકરને ઝોળીમાં ઉપાડી આવે છે. પ્રભાવતી અને કંચનગૌરી આશ્ચર્યમાં ઊભાં થઇ જાય છે.)

**પ્રભાવતી**—શું છે !-શું બન્યું !

**ધીરૂભાઈ**-(મોં બગાડીને) માથું તારૂં !

[બધા દયાશંકરના શરીરને બરાબર ગોઠવી નીચે સુવાડે છે. પેટ અને છાતી ઉપર લોહી છંટાએલું છે. જીવ ન હોય તેમ નિશ્ચેત પડયો રહે છે.]

**પ્રભાવતી**– હેં, મોતી શું બન્યું !

**મોતી**– હું નીકળ્યો ત્યારે તે દરવાજા આગળ આઘાપાછા થતા હતા. મેં કહ્યું હાર લીધો હોય તો આપી દોને. તે કહે લીધો નથી પછી કયાંથી આપું. મેં કહ્યું હું સાહેબને બોલાવવા જાઉં છું એટલે તે ગભરાયા. મને કહે કંઇ રસ્તો બતાવ. હું શું બેતાવું ! સાહેબને લઇ પાછો આવ્યો ત્યારે તે ઘ્ચરાઈ ગએલા પડેલા હતા. કહે છે કે લારીની અડફટમાં આવી ગયા.

**પ્રભાવતી**– સાનભાન નથી ?

**ધીરૂભાઈ**– સાનભાન શું જીવજ નથી ! મને મોતીએ બધી વાત કહી છે. લે તારો હાર ! (ખીસ્સામાંથી કાઢી ચંદનહાર પ્રભાવતી તરફ ફેંકે છે.)

**પ્રભાવતી**– [ફાટેલી આંખે] તમારી પાસે કયાંથી !

**ધીરૂભાઇ**– જણસો રખડતી રાખવાની ટેવ પડી છે તે શીક્ષા કરવા સંતાડયો હતો.

**પ્રભાવતી**— આવી શીક્ષા હોતી હશે ! એનો જીવ ગયો !

**ધીરૂભાઈ**–બહુ ડાહી છે તે એવી શીક્ષા ? લાગ હવે પગે એને! (દયાશંકરના શબને બતાવે છે.)

**પ્રભાવતી**:— (કપાળે હાથ પછાડી) હવે પગે લાગ્યે શું વળો! આ તો જીવનભરની કાળી ટીલી લાગી ! (રડે છે.)

# કારી રાત

પાત્રો :

દેવેન્દ્ર

આયા

શંકર

વીરૂ

(લીલા પ્રકાશથી ભરેલો શયનખંડ, બારી બારણાં બંધ છે. બાજુમાં પલંગ છે. તેમાં દેવેન્દ્ર સુતેલો છે. મુંઝવણ થાય એવો ઉકળાટ થયા કરે છે.

ઊંઘ ન આવતી હોય તેમ દેવેન્દ્ર પાસાં બદલે છે. કંઇ ચેન ન પડતું હોય તેમ તે માથું ફેરવ્યા કરે છે. છેવટે થાકી ઊભો થાય છે.

શરીરમાં નબળાઇ હોય તેમ તેનાં પગલાં અસ્થિર છે. તે લથડતે પગે સામી બારી પાસે જઇ ધીમેથી તેને ખોલે છે.

બારી ખુલવા છતાં ઓરડામાં પવનનો સંચાર થતો નથી. બહાર નીરવતા અને અંધકાર વ્યાપી રહ્યાં છે. પવનને શોધતો હોય તેમ દેવેન્દ્ર બહાર જોઇ રહે છે.

બારણું ખોલી વૃધ્ધ આયા દાખલ થાય છે. આયા છતાં દેવેન્દ્રના વડીલ જેવું તેનું વર્તન છે. તે દેવેન્દ્રને બારી પાહે ઊભેલો જોઈ તેના તરફ ધસે છે. )

**આયા:**–(લાગણી મિશ્રત ઠપકાથી) તમે શું કરવા ધાર્યું છે ?

(દેવેન્દ્ર તેને સાંભળતો નથી. અંધકારમાં દુર કંઈ ધ્યાન આપવા જેવું જોવાનું હોય તેમ તે તાકી રહે છે.)

**આયા:**–(દેવેન્દ્રને તાકતો જોઇને) શું છે ?

**દેવેન્દ્ર:**–(ચોંકી પાછળ જુવે છે) તું કયાંથી ?–તેં જોયું ?

**આયા**–શું ?

**દેવેન્દ્ર:**–(ભયભીત સ્વરે) ભૂ.........ત છે !

**આયા:**–(વિહ્વલ બની) ક્યાં ?

દેવેન્દ્ર—(બારી બહાર આંગળી કરી) જો, પેલા ઓરડા પાસે ફરતું દેખાય !

આયા—(સંકોચાતી, બહાર જોતી) મને દેખાતું નથી.

દેવેન્દ્ર—જો, એ ચાલવા લાગ્યું.

આયા—ક્યાં ?

દેવેન્દ્ર—શું 'ક્યાં'—જો આપણી તરફ જોઈ રહ્યું છે !—જો, આપણને તાકતાં દેખી નાસી જાય છે !

આયા—(મોં ફેરવી) તમારો ખોટો વહેમ છે !

દેવેન્દ્ર—(મોં ફેરવી) શું વહેમ !—મેં નજરે જોયું ને !—બરાબર નવનીત ભાઇ જેવું હતું.

આયા—જીવતા માણસ ભૂત થતા હશે ?

દેવેન્દ્ર—[વિચારમાં પડી] કદાચ, એજ ન આવ્યા હોય !

આયા—આવે તો છુપાય શા માટે ?

દેવેન્દ્ર—પણ તે ગયા તેમના બંગલા તરફ.

આયા—અરે, એ કાયજ શાના ? એમને ત્યાં જમણ છે અને એ આવે ? તમારા મનનું ભૂત છે. ચાલો, સુઈ જાવ.

દેવેન્દ્ર—[વિચારમાં] હં.

આયા—શું 'હં' ! પવનથી શરદી થઈ ત્રિદોષ થઈ જશે ! તાવ તો આજેજ ઉતર્યો છે. બારી પાસે ઊભા રહેવાનું નથી. ચાલો ! (દેવેન્દ્રનો હાથ પકડી પલંગ પાસે લઇ જાય છે.)

દેવેન્દ્ર—(પલંગ પર બેસી) માનો ન મનો, એ નવનીતભાઇ હતા.

આયા—તમારા મનમાંથી તે કેમ જતા નથી !

દેવેન્દ્ર—મારી નજરે જોયા ને !

આયા—ભ્રમ હશે કે શંકર બાગમાં ફરતો હશે.

દેવેન્દ્ર—(મગજ બરાબર કામ ન બાગમાં કરવું હોય તેમ મુંઝાઇને) બને...હં...એ ત્યાં છે અને તે શાના આવે ?

આયા—[ચોંકીને] એટલે !

**દેવેન્દ્ર**–હું કેવો મૂરખ ?–મેં એને શા માટે જવા દીધી !

**આયા**–જવું પડે ને ? વહેવાર સાચવવા.

**દેવેન્દ્ર**–હા, પણ રાતનો વખત.

**આયા**–એવા ખોટા વિચાર કરી મગજ ઉશ્કેરવાનું નથી ?

**દેવેન્દ્ર**–હું ખોટા વિચાર કરતો નથી. પણ હજુ સુધી તે કેમ ન આવી ?

**આયા**–આવવામાં છે.

**દેવેન્દ્ર**–જમણ દસ વાગે ખલાસ થવાનું હતું. એ મિનિટનો રસ્તો. તે આવી જવી જોઈએ.

**આયા**–કોઇ સ્નેહી મળ્યું હોય તો ઘડી રોકાય.

**દેવેન્દ્ર**–અત્યારે સ્નેહીને નવરાશ ?...હા, બરાબર, સ્નેહી મળ્યું હોય તોજ રોકાય !

**આયા**–[ઉગ્ર બની] એટલે ?

**દેવેન્દ્ર**–(સામો ઉગ્ર બની) તને એના પર બહું વિશ્વાસ છે !

**આયા**–તમારા કરતાં મારે તે વધારે છે ?–તમારા કરતાં મારે કોઇ વધારે છે ?

**દેવેન્દ્ર**–તેં મારાથી ઘણું છુપાવ્યું છે.

**આયા**–છુપાવ્યું યાદ નથી અને કદી છુપાવ્યું હશે તો તમારા ભલા માટે.

**દેવેન્દ્ર**–એટલે છુપાવ્યું છેજ !

**આયા**–ખરી ખાત્રી થયા વિના કંઇ બહાર પાડવું બરાબર છે.

**દેવેન્દ્ર**–તને ખાત્રી ન થઇ હતી ?

**આયા**–ના, ન'તી થઇ.

**દેવેન્દ્ર**–કે બધી સ્ત્રીઓ અંતે એક ?

**આયા**–તમને કેટલા વખત કહ્યું, તમારા કરતાં મારે કોઇ વધારે નથી ?

✓ દેવેન્દ્ર—તેની અને નવનીતભાઇની મિત્રતા તું જાણતી હતી ?

આયા—નવનીતભાઈ તમારા મિત્ર છે ને ?

દેવેન્દ—એટલે પતિના મિત્ર સાથે મિત્રતા કરવાની સ્રીને છુટ !

આયા—સ્વાભાવિક રીતે થઇ જાય.

દેવેન્દ્ર—તું જાણતી હતી કે અમારાં મન ઉંચાં થએલાં હતાં ?

આયા—હા.

દેવેન્દ્ર—તો એ સ્વાભાવિક નથી કે તેને ગમતા નવનીતભાઇ સાથે તે પ્રેમ કરે ?

આયા—કેમ કહી શકાય ? સંબંધ નિર્દોષ હોઇ શકે.

દેવેન્દ્ર—એ વાત જવા દે. નવનીતભાઇ છાના માના રાત્રે આવતા હતા તે વાત ખરી કે ખોટી ?

આયા—ખોટી.

દેવેન્દ્ર—તો એ મારાથી જુદી દુરના ખંડમાં કેમ સુઇ રહેતી હતી.

આયા—તમને વહેમાતા જાણી રીસમાં.

દેવેન્દ્ર—નહિ, એ સ્રીચરિત્ર હતાં. હજુ તે ચાલુ છે. મારી માંદગીનો લાભ લઇ નવનીતભાઈએ જમણ ગોઠવ્યું છે. તેમના મનમાં એમ કે હવે બધું શાંત પડી ગયું છે, કોણ જાણવાનું છે ? મને બધી સમજ પડી ગઇ છે. મેહમાનોને વિદાય કરી નક્કી તેઓ રંગરાગ કરતાં હશે. (ઉભો થઇ જાય છે.)

આયા—અત્યારે તમારામાં આ ભૂત ક્યાંથી આવ્યું. !

**દેવેન્દ્ર**—અંધારામાં બહાર જોતાં મને પેલી રાત્રિઓ સાંભળી આવી. આહ, કેટલા દિવસ ઉંઘ્યા વિના મેં ચોકીઓ ભરી હતી! નવનીતભાઇનું ભૂત દેખાયું. બધું સ્પષ્ટ થઈ ગયું. અત્યાર સુધી મને કેવો બનાવ્યો છે તેનો મને ખ્યાલ આવ્યો. હમણાંમાં જણાતી મિત્રની લાગણી અને સ્ત્રીની પતિપરાયણતાનું કારણ સમજાયું. કલહ અને ઘરની અવ્યવસ્થાથી કંટાળી મેં અમથું સમાધાન કર્યું. તે લોકોને પકડી બતાવવાનું હતું કે કેવાં નિર્લજ, નાલાયક પાપી તેઓ છે! કંઇ નહિ, અત્યારે ફરી તક મળી છે. ત્યાં જઈ હું તેમને પકડી સાબીત કરી આપીશ. પછી છૂટાછેડા!

**આયા**—તમે ગાંડા થયા છો કે શું! શંકરને મોકલી હું હમણાં બેનને બોલાવું છું.

**દેવેન્દ્ર**—નહિ, શંકરને બોલાવવાનો નથી! હું જાતે જઇ તેઓને પકડીશ! આવી તક ફરી મળવાની નથી.

**આયાઃ**—ગયા પછી વહેમ ખરો નહિ પડે તો?

**દેવેન્દ્રઃ**—હું ખુલ્લો જવાનો નથી. આપણા બાગમાં થઈ તેમના બાગની પાછળ નીકળીશ. ત્યાં ઊભો રહી બધી ચકીસા જોઇશ. પછી દાખલ થઇશ.

**આયાઃ**—રસ્તામાં થાકી જશો તો! અંધારી રાત છે. જન-જનાવર મળે તો! અરે, તમે પાછળથી જાવ અને આગળથી બેન આવી પહોંચે તો! તમને શોધશે, કારણ જાણશે અને તે દિવસોમાં ચાલતો હતો તેવો કલક શરૂ થશે! ઘરમાં ક્ષણની શાંતિ રહેશે નહિ!

**દેવેન્દ્ર**—ખબર નહિ અત્યારે મારામાં કયાંથી શકિત આવી છે! શરીરમાં એવી સ્ફુર્તિ છે કે પાંચ માઇલ ચાલું પણ થાક ન લાગે. જન–જનાવર માટે સાથે રીવોલ્વર લેવાનો છું. અને એ કદાચ આવી પહોંચે તો તું કહેજે કે જરા બાગમાં ફરવા ગયા છે. તેને આવેલી જાણી પાછો આવીશ.

આયા– પણ શરીરનું શું ?–નજીવી બાબત માટે જીવને જોખમમાં નંખાય ?

દેવેન્દ્ર– આ નજીવી બાબત ! પતિપત્નીના સંબંધ ઉપર આખા સંસારનો આધાર છે. તે બરાબર ન હોય તો સંસારમાં રહેવાનો હેતુ શો છે ? તેના કરતાં મરવું સારૂં !

આયા– ઘેરઘેર માટીના ચુલા હોય છે : કોઈ મરતું નથી. આવા વિચાર કરી-કરી તમે માંદા રહો છો. રોજ હાયહાય શી ? પ્રભુએ પુરતો પૈસો આપ્યો છે. હસવા રમવાનું રાખો અને આનંદ કરો. બેન કેવાં ફરે છે; તમે તેમ ફરો.

દેવેન્દ્ર– (સતેજ બની) હું તેની માફક રખડું !......બરાબર છે, તને તે નહિં સમજાય. તમે સ્રીઓની નીતિની વ્યાખ્યા અમે પુરુષો કરતાં બહુ હલકી હોય છે. આ બધી જુની દલીલો ફરીથી શા માટે કરાવો છ ? ચાલ મને જવા દે છે કે નહિ ?

આયા– કોઇ ઉપાયે હું જવા દેવાની નથી. ફરીથી કહું છું, જોખમ શા માટે લેવું ! સુઇ જાવ નહિ તો હું સાથે આવી બેનને બધું કહી દઇશ !

દેવેન્દ્ર– [ચીઢાઇને] એટલે તારે એને ઢાંકવી છે, એમને ? તમે સ્રીઓ કર્કશાઓ છો ! તમે દુનિયા પર ન હોત તો આટલાં દુઃખ ન હોત. જયારથી તમારા સકંચામાં હું આવ્યો છું ત્યારથી સુખનો એક દિવસ જોયો નથી ! કયાં હું એ સ્ત્રીના રૂપથી લોભાયો અને તેની સાથે ફસાયો ! ઘરમાં તેને ગમે નહિં અને હંમેશ નવી સોબત જોઇને ! સહન શકિત જરા નહિ, કંઇ કહીએ તો ગોળ મોં કરી ચાલે ઘર બહાર !–એના સ્નેહી પાસે આશ્વાસ લેવા ! મારે બળી–બળીને જીવવાનું ! અત્યારે તેને પકડી તેનાથી છુટા થવાની તક મળી છે, આખી જીંદગીનું બંધન જાય છે ત્યારે તું આવી મને રોકે છે ! આખું જીવન મેં શું સહન કર્યું છે તેનું તને ભાન નથી. કંઇ નહિં ચાલ, મારે નથી જવું. તું બહાર નીકળ, મારે તારૂં મોં જોવું નથી.

**આયાઃ**—છેલ્લે પાટલે જઇ બેઠા. શું હું મારા સ્વાર્થ માટે તમને રોકું છું ? શરીર સારૂં હોત તો જવા દેત. અને છૂટા–છેડા લેવા હોય તો એમનેમ ક્યાં લેવાતા નથી. શરીરને જોખમમાં મુકવાની જરુર શી ?

**દેવેન્દ્રઃ**—છૂટાછેડા માટે તેઓને પકડવાની જરુર છે. મને કોઇ દોષ દે નહિ. તેઓને પણ ખ્યાલ આવે કે તેઓ ધારતા હતા તેવો મૂર્ખ હું નથી. કાયદાની દૃષ્ટિએ પણ મને અનુકૂળતા રહે. પણ આ બધી બાબતો તું નહિ સમજે. તું જા, હું બીજો પ્રસંગ શોધીશ; મારે સૂઇ જવું છે.

**આયાઃ**—ખરું સૂતા હોતો આ ચાલી.

(દેવેન્દ્ર ઓઢી સૂઇ જાય છે. તે ખરૂં સૂતો છે એ નક્કી કરી આયા જાય છે. શાંતિ પ્રસરે છે......દેવેન્દ્ર ધીરેથી ઓઢેલું કાઢી નાખી બેઠો થાય છે, બાજુમાં આયા નથી તે નક્કી કરી ઊભો થાય છે, ધીરેથી ટેબલ ખોલી રીવોલ્વર કાઢે છે, તે લે છે, સ્લીપર પહેરે છે અને બારીએ ચઢી બહાર ઉતરી પડે છે. દેવેન્દ્રના ગયાની ગંધ આયાને આવી હોય તેમ તે શંકા દર્શાવતી આવે છે; પલંગમાં દેવેન્દ્રને જોતી નથી એટલે ગાભરી બની બારીએ જાય છે.)

**આયાઃ**—(લાંબી નજરે જોઈ, નીરાશ બની) શંકર ! શંકર !

**શંકરઃ**—(બહારથી) આવ્યો.

**આયાઃ**—જલદી આવ ! (શંકર દોડતો આવે છે.) જો, સાહેબને બહુ તાપ લાગતો હતો એટલે જરા બહાર ફરવા નીકળ્યા છે. તે દેખે નહિ તેમ તું તેમની પાછળ જજે અને કંઇ જરૂર જણાય તો તેમની પાસે જજે; અથવા મને બોલાવજે. બેન આવવામાં છે, કોઇને અહીં દેખે નહિ તો ગભરાય. એટલે હું અહીં ઊભી છું. તું બરાબર ધ્યાન આપજે.

**શંકરઃ**—સાહેબની ફીકર તું કરીશ નહિ : હું હઇશ અને તેમને કંઇ થાય !......બીજું કંઇ કહેવું છે ?

આયા:—ના, તું જલદી જા.

શંકર:—આ પહોંચી ગયો જાણ.

(તે જાય છે. આયા બારીમાંથી બહાર જોતી ઊભી રહે છે. થોડીવારમાં તે સ્થિર બને છે અને કપાળે હાથ પછાડે છે......બહાર પગલાં સંભળાય છે. આયા બારણા તરફ ફરે છે. વીરુ આવે છે. તેના મુખ ઉપર જમણની લાલી છે.)

વીરૂ:—જરા મોડું થઈ ગયું, પણ ખુબ મજ્જા આવી! (પલંગ તરફ જુવે છે.) હં...કયાં ગયા છે?

આયા:—જરા બહાર ગયા છે.

વીરૂ:—બહાર, અત્યારે? તેં શા માટે જવા દીધા?

આયા:—પાંચેક મિનિટ પર હું અંદર આવી ત્યારે તાપથી અકળાતા હતા. હમણાં આવી જોઉં છું તો નથી. પાછળ બાગમાં હશે. મેં શંકરને મોકલ્યો છે.

વીરૂ:—બહુ વિચિત્ર પ્રકૃતિના માણસ! જરા ઠીક થયું એટલે બહાર નીકળ્યા! શીએ ધૂન હશે! આટલી કેળવણી છતાં તેમના જુના સંસ્કાર જતા નથી. કોઇ ધૂન આવી તો ખલાસ, હવે આખી રાત બહાર ફરશે અને અંદર આવશે નહિ. પાછળ બીજાનું શું થશે તે જોશે નહિ. શું બધા પુરૂષ આવા હશે!

આયા:—મેં શંકરને તરત લાવવા કહ્યું છે.

વીરૂ:—શંકરને તે કયાં ગણે તેમ છે! હું જઇશ ત્યારે આવશે!

આયા:—લાવો, હું બોલાવી આવું.

વીરૂ:—તનેય કયાં ગણે છે! મને તો એવું ઊંઘી જવાનું મન થયું છે કે જાણે બે દિવસે ઉઠું! જરા જમાયું છે વધારે અને આખા દિવસની રખડપટ્ટી.

આયા:—તો વધારે થાક લાગશે, મને જવા દો.

વીરૂ:—અરે પણ તારાથી આવવાના હોય તો શંકરથી ન આવે? મારેજ જવું પડશે. પાંચ ડગલાં વધારે. મારે બદલવાનાં કપડાં તું તૈયાર રાખ. હું એમને લઈ આવું છું.

આયા:—રહેવાદોને, શંકર નક્કીથી લાવશે.

**વીરૂઃ**—(સાવચેત બની) કેમ, શું છે? સમજાતું નથી, કોઇ વખત નહિ અને આજે તું મને રોકે છે કેમ. અમારામાં મેળ આણવા રોજ તું મને તેમના ભેગી ઢકેલતી હતી. આજે શું છે? તારા પર આ ગભરાટ શાનો છે?

**આયાઃ**—કંઇ નથી.

**વીરૂઃ**—ના, કંઇ છે. તું એમને પહેલેથી ઢાંકતી આવી છું તે હું જાણું છું. તેં એમના ખોટા બચાવ ઘણા કર્યા છે. પણ તે બધું એટલું બધું થઇ ગયું છે કે મને તારામાં વિશ્વાસ રહયો નથી. સાચું બોલી દે, શા માટે બહાર ગયા છે. વહેમાઇને મારી પાછળ ચોકી રાખવા તો નીકળ્યા નથીને?

**આયાઃ**—હમણાં ગયા છે. તમારા આવવાના વખતે પાછળ શું આવે. અને હવે એમનામાં એવું કંઇ રહ્યું નથી.

**વીરૂઃ**—ઉપરથી; અંદર તો એમ રહે છે કે કેમ કરી આ બૈરીને ઘરમાં પૂરી રાખું. હું એમનો ઝેરીલો સ્વભાવ બરાબર સમજું છું. પોતે કંઇ ભોગવવું નહિ અને બીજાને કંઇ ભોગવવા દેવું નહિ. તેમના પૈસાથી લોભાઇ હું તેમને ક્યાં પરણી! લગ્ન પછી સુખનો એક દિવસ મેં જોયો નથી. ઘડી શાંતિથી ફરાય નહિ કે કોઇ સાથે છૂટથી બોલાય નહિ! તેમની રીતભાત માટે રોજ મારે સમાજમાં શરમાવાનું થાય છે. તે દિવસે એટલો કકળાટ થયો હતો પણ આજે પાછળ દોડયા હશે. એમને થાય શું! ત્યાં આવેલા કોઇ જાણશે તો મારાથી બહાર મોં બતાવાશે નહિ.

**આયાઃ**—પણ તે ત્યાં ગયા નથી, પછી શું!

**વીરૂઃ**—તેમના વિરુદ્ધમાં તું કદી સાચું બોલે નહિ. પણ હું તને પૂછું છું, કોઇ સ્વમાનવારી સ્ત્રી આવું સહન કરે? આવું તારે હોત તો તું શું કરત? તને વીતિ નથી એટલે મારી લાગણી થતી નથી અને તેમનો પક્ષ લઉં છું. સાચું કહી દે, તે મારી પાછળ આવ્યા છે કે નહિ.

**આયા**:—તમે મારી વાત પૂછો તો ટૂંકામાં કહી દઉં. બ્રાહ્મણની દીકરી. નસીબ જોગે દારૂડીઓ ધણી મળ્યો. તે મારી પર વહેમાતો અને મને સતાવતો. પણ ઠેઠ સુધી મેં તેને નીભાવ્યો છે. ભર જુવાનીમાં હું વિધવા થઇ. મેં બીજા લગ્નની કે એવી કોઇ ઇચ્છા કરી નથી. મારૂં સ્વમાન કદી ઘવાયું નથી કે કોઇ જાતનો અસંતોષ મેં બતાવ્યો નથી. જે આવી પડે તે શાંતિથી સહન કરવામાં મેં મારો ધર્મ માન્યો છે. આ ઘરમાં વીસ વરસથી આયા તરીકે હું રહી છું. ઘરમાં સુખ–શાંતિ રહે એવું હું ઇચ્છું છું. તે તરફ મેં હંમેશા પ્રયત્ન કર્યા છે. મારે કોઇનો પક્ષ લેવો નથી. કોઇ પક્ષ લીધે સુખી થાય છે એમ હું માનતી નથી. સાહેબની રીત મને પસંદ નથી. તમારી રીત પણ મને પસંદ નથી. રોજ વેર–ઝેર શાં! એમ કર્યે સામું સુધરી જાય છે? તમે બંને ખોટાં દુઃખી થાવ છો. એકબીજાને અનુકૂળ ન આવ્યાં અને લગ્ન નિષ્ફળ નીવડયું તો એક બીજાએ નીભાવી લેવું જોઇએ, નહિ તો છૂટા થવું જોઇએ. કજીઆનું મોં કાળું. એમાં કોઇનું ભલું થયું નથી.

**વીરૂ**:—હં...બહુ ડાહી તું! એટલે હું રખડતી બનું અને તારા સાહેબ બીજી પંદર વરસની લાવે, એમને? તમારા બંનેની દાનત એજ છે. હું ફાવી નથી એટલે મને કાઢવી છે. હવે મને સમજ પડે છે. જમણમાં રાતે મને એકલીને તે માટેજ જવા દીધી છે. ત્યાં કંઇ કરતાં પકડાઉં તો ફજેત કરી છૂટી કરવી! હવે નક્કી, તે મારી પાછળ આવેલા છે અને નવનીતભાઇનાં બંગલા પાછળ સંતાયા હશે. કદાચ ત્યાંથી આ તરફ આવતા હશે. હું જઇ તેમને પકડું છું અને બરાબર શીક્ષા લગાડું છું. દરેક વખતે આ શું!

(પોતાના બોલ્યાની વિરુધ્ધ અસર જોઇ આયા આગળ બોલતી નથી. વીરૂ ઝડપથી જાય છે. આયા ઢીલી બની ખંડમાં આંટા માર્યા કરે છે, બારીએ જઇ ઊભી રહે છે, પાછી આંટા મારે છે. નહિ જેવો પવનનો સુસવાટ સંભળાય છે......ત્રણ ચાર રીવોલ્વરના ભડાકા સંભળાય છે. આયા ભડકી બહાર જાય છે......કોઇના કૂવામાં પડવાના બે ધબાકા સંભળાય છે.......કુદરતમાં ચેતન આવ્યું હોય તેમ ધીરા અવાજે સંભળાય છે. દેવેન્દ્ર બારીએ ચઢી ઉતાવળો આવે છે. તે ટેબલમાં રીવોલ્વર મૂકી દે છે, સ્લીપર કાઢી નાંખે છે, અને ઓઢો સૂઇ જાય છે. આયા પાછી આવે છે.)

**આયા:**—શું થયું ?–કોણે ગોળીબાર કર્યો ! કોણ કુવામાં પડયું ?

**દેવેન્દ્ર:**—ગોળીબાર !–કુવામાં !–કુવામાં ગઇ તારી શેઠાણી !

**આયા:**—હેં !

**દેવેન્દ્ર:**—ધારી હતી તેથી વધુ હલકટ નીકળી. શંકર સાથે અંધારામાં ફરતી હતી ! ક્યારનીએ આવી હશે !

**આયા:**—તમે શું કર્યું તેનું તમને ભાન છે ?

**દેવેન્દ્ર:**—પુરેપુરૂં ભાન છે. હું મોટી ઉપાધીમાંથી છુટયો છું. હવે શાંતિથી જીવીશ. બંને માટે એકએક ગોળી પૂરતી હતી. પેલા અવડ કુવામાં તેમને નાખી દીધાં છે. કોઇ જાણતું નથી. હું પથારીવશ છું એવી તારે સાક્ષી પુરવાની. પકડાશે ત્યારે નવનીતભાઇનું નામ આવશે. છો એ જતો ફાંસીએ. !

**આયા:**—અરે, તે બે તમને શોધવા આવ્યાં હતાં.

**દેવેન્દ્ર:**—(બેઠો થઇ જઇ) શોધવા કોણે મોકલ્યાં ?

**આયા:**—શંકરને મેં તમારી પાછળ તપાસ રાખવા મોકલ્યો હતો. તમે ગયા પછી તરત બેન આવ્યાં. તે પણ તમને પાછા લેવા આવ્યાં. બંને ભેગાં થઈ ગયાં હશે.

**દેવેન્દ્ર:**—(પલંગ પરથી ઉતરી જઇને) તો તો મોટી ભૂલ થઈ ગઇ !......હવે શું થાય ! બિચારો શંકર !

**આયા:**—થયું તે થયું, તમે સુઇ રહો. હું બને તે કરૂં છું. કદાચ તેઓમાં જીવ હોય !

**દેવેન્દ્ર:**—હા, બરાબર છે; જીવ હોય. ચાલ કાઢીએ. (સ્લીપર પહેરે છે.)

**આયા:**—તમે સૂઇ રહો. તમારા આવવાથી કંઇ વળવાનું નથી.

**દેવેન્દ્ર:**—તું એકલી શું કરીશ ! મારૂં મન ગભરાય છે, મારાથી એકલા અહીં નહિ રહેવાય. એ લોક બચી જાય તો ઠીક; નહિ તો શું કરવું તે સમજાતું નથી. જલદી આવ.

(આયા દેવેન્દ્રને રોકવા કંઇ બોલવા જાય છે. દેવેન્દ્ર તેના તરફ લક્ષ આપ્યા વીના ઉતાવળો જાય છે. આયા મૂંઝાતી તેની પાછળ જાય છે.........આયાની નોકરોને બોલાવતી બૂમો સંભળાય છે. રાતની શાંતિમાં તેનો જવાબ મળતો નથી...કોઇના કુવામાં પડવાનો ધબકો સંભળાય છે....હવે આયાની બૂમો ચીસો બને છે.

# વેણુનાદ

પાત્રો :-

ડોશી

દીકરો

વહુ

ખેડુતો

મુખી

# દૃષ્ય પહેલું

(અંધારી રાતના દસેક વાગ્યાનો સમય.

ગામડાની શાંત ફળી. બંને બાજુનાં મકાનોમાં દીવા બુઝવી નાખ્યા હોય એમ અંધારું છે. કોઇનાં બારણાં ખુલ્લાં છે, કોઈનાં બંધ છે. દરેક મકાન પાસે ઢોર વગોળતાં બેઠાં છે. જે મકાનોનાં બારણાં ખુલ્લાં છે તેની આગળ, ફળી વચ્ચે ખાટલા નાંખી છુટાં-છવાયાં કેટલાંક સ્ત્રી પુરૂષો સૂતાં છે. પાસેના ડાબા મકાન પાસે બે ખાટલા છે. એકમાં ડોશી અને બીજામાં દીકરો સૂતો છે. તેઓ ઊંઘમાં છે. બીજાં પણ ઊંઘમાં છે. સામે, ઉંચે આકાશમાં તારા ચમકે છે.

દૂર કોઈ જગાએ રાસ રમતો હોય તેમ વાંસળી અને ગાવાના સ્વર અવારનવાર આવે છે. અવારનવાર એટલે જ્યારે પવન ફળી તરફનો હોય છે ત્યારે તે સ્પષ્ટ સંભળાય છે અને પવન બંધ હોય છે ત્યારે તે ઝાંખા અને અસ્પષ્ટ બની જાય છે. રાતની શાંતિમાં પવન પ્રમાણે વહેતા ગીત અને વાંસળીના સ્વર સાંભળનાર પર ભેદી અસર કરે છે. કદાચ એમ પણ થઇ જાય કે સ્વરો આ લોકના નથી. ગીત વિરહનું છે એટકે દુઃખી કે થાકેલાંને ગમે તેવું છે.

ડોશીને ઉધરસ ચઢે છે. તે જાગી બેઠી થાય છે, ઉધરસ ખાય છે, થુંકે છે અને સૂઇ જાય છે. સૂતાં તરત ઊંઘ ન આવી હોય તેમ તે પાસાં બદલે છે. એવામાં પવન આવે છે અને પેલા સ્વર આવે છે.

**એક સ્વરઃ**—ઓધવજીરે તમે ભલે અહિં આવ્યા,

મારા વા'લાને ના લાવ્યા!

**વધુ સ્વરઃ**—મારા વા'લાને ના લાવ્યા ! )

ડોશી ચોંકી ઝડપથી બેઠી થઈ જાય છે અને કાન માંડે છે. પણ પવન ગીત લઇ જઈ તેને નીરાશ કરે છે. થોડો વખત તે ધ્યાન દઇ બેસી રહે છે. પવન આવે છે.

(**એક સ્વરઃ**—મારો વા'લો ગોકુળમાં રહે તો,

**વધુ સ્વરઃ**—મારો વા'લો ગોકુળમાં રહેતો,

**એક સ્વરઃ**—અમને નીત નીત દર્શન દેતો,

**વધુ સ્વરઃ**—અમને નીત નીત દર્શન દેતો,

**એક સ્વરઃ**—ઓધવજી રે.............. )

પવન બંધ થઈ જાય છે. ડોશી ઉત્સાહમાં ખાટલા નીચે ઉતરે છે.

**ડોશીઃ**—(દીકરાને) જીવલા, જો ઉઠ !—કંઈ રાસ મંડળી છે !

**દીકરોઃ**—(હાલતો નથી. તેનાં નાક બોલે છે.)

**ડોશીઃ**—હજુ સમી સાંજ છે, એટલામાં શું ઘોરે છે ! ... ઉઠ ! (હાથથી તેને ઢઢણાવે છે.)

**દીકરોઃ**—(ચોંકી બેઠો થઇ જાય છે.) શું છે !

**ડોશીઃ**—એમાં ભડકું છું શું !

**દીકરોઃ**—તો જગાડયો શું કાંમ !

**ડોશીઃ**—જો કંઇ રાસ મંડળી છે.

**દીકરોઃ**—એમાં મને જગાડવાનો ?......છે તો છો રહી. કેવી મીઠી ઊંઘ આવી'તી ! (સૂઇ જાય છે. તરત તેનાં નાક બોલે છે)

**ડોશીઃ**—શું ભગવાને તને ઊંઘ આપી છે ! બે ઘડી તેનું નામ સાંભળવાનો વખત છે તારે ઊંઘ આવે છે ! (મોટેથી) એમ, તારે નથી આવવું ને ?......પછી પાછો કહીશ રહી ગયો. (દીકરાને હલાવીને) હેં ?

**દીકરો**:— (ચીઢાઇને) બળ્યું, મરને તું ! આખા દા'ડાના થાક્યાપાક્યા હૈયે અને રાતે જરા તું જંપવા દેતી નથી ! તને મારી લાગણી છે કે નહિં ?

**ડોશી**:— તારા ભલા માટે કહું છું.

**દીકરો**:- શું હું બુડથલ છું ! મારૂં ભલું સમજતો નથી ? મારૂં ભલું કરવાનું કહી તું મને દુઃખી કરે છે; રોજ કેટલા બખત કહું ! બસ, હવે બોલાવીશ નહિ, આજે બહુ થાકેલો છું. (ઊંઘમાં પડે છે.)

**ડોશી**:-બહુ થાકયો છું તો ઊંધી જા, બા ! હું વૌ'ને બોલાવીશ. (બારણા પાસે જાય છે.) વૌ, વૌ, એ વૌ !

**વહુ**:- (અંદરથી) શું છે ?

**ડોશી** :- જરા બહાર તો [illegible]. આવો, સાંભળવા જેવું છે.

**વહુ** :- (આંખો ચોળતી આવે છે, તેનું મોં ભારે છે) શું છે ?

**ડોશી** :- કંઇક રાસ રમાય છે.

**વહુ** :- (છણકો કરી) તે સાંભળો ! — મને શું કરવા ઊંઘમાંથી ઉઠાડી !-સવારમાં કેટલુંએ કામ છે !

**ડોશી** :— બે બોલ સાંભળતો ખરી ! બહુ મીઠો લાગે છે ! ચાલ આપણે બંને જઇએ.

**વહુ** :— હું ક્યાંય આવવા નવરી નથી...અને મને કંઈ સંભળાતું નથી. તમને ભરમ થયો હશે ! — ભરમ !

**ડોશી** :— ભરમ શું ! તદ્દન સાચું ! જો સાંભળ.

(પવન આવતો નથી. સ્વર સંભળાતા નથી.)

**વહુ** :— ભરમ !– ભરમ !- ભરમ ! ઘરડાં માંણસને બહુ થાય, સાઠી બુધ્ધી નાઠી. છાનાંમાનાં સૂઇ જાવ—રાસને બાસ કર્યાં વનાં ! નહિતો પાછાં ખાટલે પડશો તો અમારે ઉપાધી થશે !

**ડોશી** :— હું તો કંઇ સૂવાની નથી. મારે ને સાંભળવો છે. તું નહિ આવે તો એકલી જઈશ.

વહુઃ-સાંભળવો હોય તો અહીં બેસીને સાંભળો. બહાર નીકળશો નહિ. કંઇ થાય તો અમારી કમબખ્તી!

ડાશીઃ-તું હીંડને તારે!

વહુઃ-મેં કહ્યું તમને ભરમ થયો છે. રાસ બાસ કાંઇ નથી. અને હોય તોય મારે આવવું નથી. મને ઊંઘ આવે છે.

ડાશીઃ-ઊંઘવાનું તો રોજ છે. રોજ ક્યાં રાસ સાંભળવા મળવાનો છે! જરા તો ધરમ પાળો! ઘરમાં ઠેકાણું નહિ તેમ ધરમમાં શ્રધ્ધા નહિ. પછી કેમ ચાલશે! મારો છોકરો બચારો કેવો ભાવિક હતો. તેં આવીનેજ તેને બગાડયો!

વહુઃ—એમ, અત્તારે તમારે લઢવું છે! કંઇ બહાનું કાઢી તમારે લઢવાજ જોઇએ છે! દહાડે ઘરકામમાં કચકચ તો રાતે ધરમ નીકળ્યો છે! (મોટેથી, દીકરાને) એ, તમે સાંભળો છો કે?

ડાશીઃ—કોણ લઢે છે? એને બૂમો પાડી જગાડીશ નહિ. બચારો થાકેલો છે!

વહુઃ—તો હું થાકેલી નથી?......હા, પણ તે તમારો દીકરો અને હું તો પારકી!

ડાશીઃ-જરા ધીરેથી બોલ.

વહુઃ-ધીરેથી શું બોલું! સાસરે આવી તારનાં તમે કપાળે ચોટયાં છો તે છૂટો શાનાં! બધામાં માંથુ મારવાનું, જાણે મારો ઘરમાં હક્કજ નથી!

ડાશીઃ-ઘરમાં હકક મારો નથી રહ્યો, તું આઇ તારનો. અને એ ઓછું હોય તેમ આખો દહાડો કુતરા માફક હડે હડે! રાતને પહોર શું કરવા મારી પાસે બોલાવે છે. મોટી ઘરની ધણી થઇ બેઠી છું, પણ મારો છોકરો ન હોત તો તું આવવાની ક્યાંથી હતી! આ ઘર સંપાડેલું કોણે, મેં કે તેં? તને લાવનાર કોણ, હું કે બીજી? આ તો હાથનાં કર્યાં હૈયે વાગે છે એટલે કહું પણ કોને! ડગલું પણ મને પૂછીને ભરનારો છોકરો હવે મારૂં માનતો નથી; એ કોનેલીધે?

વહુઃ—(દીકરા તરફ ચીસ પાડીને) શું ઘોરો છો! આમને તમારે કંઇ કહેવું છે કે નહિ?—નહિ તો બધી ફળી જાગશે!

દીકરોઃ—(બેઠો થઇ) શું છે?

વહુઃ–આ તમારી માને મધરાતે શૂર ચઢ્યું છે! – શૂર!

દીકરોઃ—તમે બંને સરખાં છોઃ કોઇ કોઇથી ઉતરે તેવું નથી! મારો સાલો આ કંકાસ ક્યાં સુધી ચાલશે! મારું તો ખાધું ને પીધું બળી જાય છે! આખો દહાડો કામ કરીને આવીએ તારે જીવ લેવા સામાં તમે ઊભાંજ હો! બેમાંથી એક પણ સમજતું નથી. (ડોશીને) તું શું કરે છે?

વહુઃ–એમને રાસનો ભરમ થયો છે! ત્યાં જવું છે.

દીકરોઃ–હજુ એનું એ. ચાલો, તમે બંને સૂઈ જાવ! (વહુને) તું તારે અંદર જા. (ડોશીને) તું સૂઈ જા. નજીવી બાબતમાં લઢી પડો છો! જો હવે કોઇ કોઇની જગાએથી ઉઠીને લઢવા ગયું તો કાલે સવારે હું અહીં નથીઃ બાવોજ થઈ જઇશ!

વહુઃ–(મોં મચકોડી) થયા બાવા! [અંદર જાય છે.]

ડોશીઃ—ના; ભાઇ એવું કંઈ કરીશ નહિ! હું આ સૂતી, એક અક્ષર બોલીશ નહિં.

દીકરોઃ–રોજ કહું છું, હવે નહિ બોલું અને ક્યાંથી લઢવાડ થાય છે!

ડોશીઃ–દેવ જાણે. મારું મન એવું થઇ ગયું છે! બહુ મન સાથે નક્કી કરું છું પણ બોલી દેવાય છે! જા, હવે નહિ બોલું. આ વખતે પાકું. તને ઉંઘમાંથી જગાડ્યો, બહુ દુઃખી કર્યો! એ વૌ રાંડ એવી છે. સૂઇ જા, બા, ભાઇ!

દીકરોઃ—હું આ સૂતો, તું સૂઇ જા. (સૂઇ જાય છે.)

ડોશીઃ–આ સૂતી. (ખાટલા પર બેસે છે)

( પણ તેનું ચીત્ત પેલા સ્વરોમાં છે. તે સૂતી નથી. પવનનું મોજું આવે છે. સાથે સ્વરો આવે છે. ડોશીના મોં ઉપર આશાનો પ્રકાશ દેખાય છે. )

**ડોશી:**–જેના નસીબમાં હોય તે સાંભળે ! કંઇ નહિ, હું એકલી જઈશ. (સામી દીશા બતાવી) તળાવ પર લાગે છે.

( ઉપરા ઉપરી પવનનાં મોજાં આવે છે. આખું ફળી સંગીતના સ્વરોથી ભરાઇ જાય છે. "હરિવેણુ વાય છે રે હો વનમાં" એ ગીત ચાલે છે. થોડાં ઢોરમાં પણ જાગૃતિ આવે છે. ડોશીનો ઉત્સાહ વધે છે. તે કપડાં સરખાં કરી, ખાટલા નીચેની ખાસડીઓ પહેરી, હાથમાં લાકડી લઇ ઊભી થાય છે. ઘુવડનો "મૂત્રો" સંભળાય છે. ડોશી અપશુકનથી વિમાસણમાં પડી અટકે છે. પવન બંધ થઈ ગયો હોય છે. )

**ડોશી** :— મૂવું તું ! અત્યારે ક્યાંથી બોલ્યું ! (વિચારમાં અનિશ્ચિત ઊભી રહે છે. પવન આવે છે.) કંઇ નહિ, ભગવાંન–ભગવાંન ! તેનું નામ સાંભળવામાં શકન શા અને અપશકન શા !– તે રાખશે તો કોણ મારશે ? (ઉતાવળી ચાલે છે. )

## દ્રષ્ય બીજું

(ગામના તળાવનો કાંઠો.

પાર પર એક દહેરૂં છે. ત્યાં ચાર જુવાન ગપ્પાં મારતા બેઠા છે. અહીં કુદરત નહિ જેવી શાંત છે. પવન તળાવના પાણીમાં અને બાજુનાં ઝાડોમાં અવારનવાર અવાજ ઉત્પન્ન કરે છે. અહીં રાસના સ્વર આવે છે. જુવાનો નહિ જેવું ધ્યાન તે તરફ આપે છે. તેઓનું ધ્યાન વધુ તેઓની વાતોમાં છે.

સામે કાંઠેથી ઘુવડની ચીસ સંભળાય છે. જુવાનો વાતો છોડી ઘુવડની ચીસ તરફ ધ્યાન આપે છે.

એક:—આ ચ્યમ આજ મંડયું છે !

બીજો:—તીજી વખત બોલ્યું, કોઇ જવાનું તે નક્કી !

ત્રીજો:—કેશવ વાંણીઓ જાય તો ઠીક.

એક:—એ જાય તો ઠીક, નહિ તો મુખી જાય. હસતો ભીલ, રોજ બોરડી ખેરવે છે !

ચોથો:—ઠીક તમારે એમને કાઢવા છે, પણ પણ એમાંનું કોઇ જવાનું નથી. ભગવાન એવાને જલદી મારે નહિ. જશે તો કોઇ ભલું ભોળું જશે !...મને લાગે છે, જીવલાની ડોશી જશે.

બીજો:—છે હરતી ફરતી.

એક:—એ તો હરતું ફરતું જાય અને ખાટલે પડેલું ઉઠે. ડોશી જશે તે નક્કી. જમ દેખાયા હોય તેમ તે કુતરા જેવી ઉતાવળી બની છે. મનનો આધાર રહયો નથી. જ્યાં ત્યાં દોડે છે. ઘરડું મરવાનું થાય તારે આવું થાય.

બીજો:—એ મરે તે ખોટું.

ત્રીજો:—ખોટું કે સાચું; તેડું આવે એટલે ગયા વના ચાલે એમ છે !

બીજો :— પણ આ બચારીએ બહુ દુઃખ વેઠયું છે. પેટે પાટા બાંધી છોકરો ઉછેર્યો. હવે ઘડી ઠરીને બેસવાનું થયું તા'રે તમારે એને કાઢવી છે !

ત્રીજો:—ઠરીને બેસવાનું કયાં છે ! રોજ સાસુ વહુ લઢે છે અને આખું ફળી ગજવે છે !

બીજો:—એમ, તો જીવલાએ સમજવું જોઇએ અને વહુને ઠેકાણે રાખવી જોઈએ.

ત્રીજો:—એ શું કરી શકે ! વહુ એવી માથાની મળી છે કે ઠરીને રોટલો ખાવા ન દે. બંનેની લઢાઇમાં વચ્ચે પડે તો તેનો ધધો ચૂકે. આપણે ખેડુતભાઇ, આવામાં વખત બગાડીએ તો ભૂખે ન મરીએ ?

**બીજો**:—એ ખરૂં, પણ મા—

**એક**:—મા તો બીજી બાજુ જુવાની જાય છે ને! (બધા મર્મમાં હસે છે.) બૈરી કહે હું આ હેંડી મારે પિયર. તમે અને તમારી મા રહેજો એકલાં!

**ચોથો**:—એવું બોલે તો બે ઝુધાં દેતાં શું થાય છે!

**એક**:—એ તો તારે આવી નથી ત્યાં સુધી બોલવાનું છે. પછી તો તું આવશે એના પગ દાબીશ.!

**ચોથો**:—પગ દબાવે તો એનું ગળુંજ દાબું તો! એ જીવલાની બાયડી એક નમુનો છે. જમીન ઉપર તેનો પગજ ઠરતો નથી; જાણે શું મોટા રાજાની કુંવરી હોય! મને તો એને બે થાપોટો માર્‌વાનું એવું મન થાય છે!

**ત્રીજો**:—બહુ બોલ્યા વના એક વખત પરણી લાવ પછી જોજે. બૈરીનેય જીવ હોય છે. બચારી એનાં માબાપ છોડી આપણે આશરે આવી રહે છે. અને ઘરડાંની ઘેલછાઓ ઓછી હોતી નથી. મધરાતે શીરો માગે અને ખાવા વખતે ઊંઘી જાય! જાણે બધું સાથે લઇ જવું હોય તેમ દરેક વસ્તુમાં જીવ રાખે. મને વીતેલું છે એટલે કહું છું. આમાં બૈરીનો વાંક કાઢવા જેવું નથી.

**ચોથો**:—પણ આ ડોશી કેટલું જીવવાની છે! થોડો વખત વેઠાય નહિ?

**ત્રીજો**:—પણ જો ડોશીને થોડું જીવવાનું છે તો બધામાં માથું શા માટે મારે! એક બાજુ બેસી રહી ભગવાનનું નામ ન લે? આ ઉંમરે મારૂં તારું કરે તો દુઃખી થાય.

**ચોથો**:—ઘરડાં અને બાળક સરખાં. તેમની પાસે કશી આશા ન રખાય. રાતનો વખત છે એટલે તમને તે નહિ સમજાય. તમારાં મન બૈરાંઘેલાં બન્યાં છે. (બગાસું ખાય છે) ચાલો, સૂઇ જઇએ, તમારી રાહ જોવાતી હશે, મોડું થશે તો રીસામણાં મનાપણાં કરવા પડશે! (મૂછમાં હસે છે.)

**એક**:–તું હસી લે બા, એક વખત તારી વલે એવીજ થવાની છે.

**ચોથો**:–અહીં પરણવુંજ કોને છે ? તમારા બધાનું જોઈ હું તો ધરાઇ ગયો છું. ચાલો ઉઠો.

**બીજો**:–(બગાસું ખાતો) હા, ઉઠો.

( તેઓ એક પછી એક ઊભા થાય છે. પાંદડાં પર કોઇ ચાલતું હોય તેમ તે કચરાયાનો અવાજ આવે છે. બધા અવાજ તરફ ધ્યાન આપે છે. ડોશીને આવતી દેતી સૌ વિસ્મિત બને છે. )

**ડોશી**:–( આંખો ખેંચીને ) કોણ છો, અહ્યા ?

**ચોથો**:–અમે છીએ, ડોશી ! હું સનો, તમે અત્યારે ક્યાંથી ?

**ડોશી**:–મેં જાણ્યું અહીં રાસ રમાતો હશે.

**એક**:–( મજાક કરવાની ઇચ્છાથી તેની આંખ ચમકે છે. ) અહીં ?

**ડોશી**:–મારા ઘર આગળથી એમ લાગતું હતું, અહીં આવી જોઉં છું તો નથી !

**એક**:—ડોશી, સપનું આવ્યું હશે !

**ચોથો**:—( એકને ગોદો મારી, બોલતો અટકાવી ) હા, પણે ટેકરી પર થોડા ભરવાડ પડ્યા છે. તે ગાય છે. જુવો, (દૂર આંગળી કરી) પણે અજવાળું દેખાય છે. હમણાં કંઇ સંભળાતું નથી, પણ કોઈ વખત આવે છે.

**ડોશી**:–હું એજ સાંભળવા નીકળી છું.

**ચોથો**:–આટલી રાતે !

**ડોશી**:–એમાં શું ! રાતે ખેતરમાં ક્યાં જતી ન'તી ?

**ચોથો**:–આ જુદું છે. હમણાં ચોમાસું ગયું છે. વચ્ચે ખીણમાં વહેળો ઓળંગવાનો છે. ટેકરી ચઢવાની. અંધારી રાત–રસ્તામાં કંઇ કરડે. પાછું આવતાં મોડું થશે, કોણ સંઘાત થશે ?

**ડોશી**:–કોક તો ગયું હશેને ?

**એક**:–(વચ્ચે) તમારા વના બીજું કોણ જાય ?

**ચોથો**:–(એકને કોણી મારી) બોલીશ નહિ. (ડોશીને) કોઈ ગયું જાણ્યામાં નથી.

**ડોશી**:–તમારે કોઈને આવવું નથી ?

**ચોથો**:–ના હવે મોડું થાય, સૂઇ જઇએ.

**ડોશી**:–અલ્યા, ભગવાંનનું નાંમ સાંભળવાનું કયાં મળવાનું છે ? આમ રખડો છો તો બહુ, થોડો ઉજાગરો થશે તો શું થઇ જવાનું છે ? જુવો, વાંસળી કેવી સરસ વાગે છે, જાણે ભગવાનાંજ ન વગાડતા હોય !

**એક**:–(હવે તેનાથી રહેવાતું નથી,) ડોશી ગાંડાં થયાં છો કે શું ? છાનાંમાનાં પાછાં જઈને સૂઇ જાવ, નહિ તો સવાર દેખશો નહિ !

**ડોશી**:–હું સવાર નહિ દેખું ! હું ભગવાંનનું નાંમ સુાંભળવા જનાર ગાંડી ? કોણ, તું છગનો ને ? ગાંડો ગાંડો કરી તારા બાપને મારી નાંખ્યો અને હવે મને મારવી છે ! હાય ઘરનાંજ ગાંડી કહે પછી બહાર કોણ ન કહે ? પેટ પાકયું તો પાટો કયાં બાંધુ ? ભગવાંન, મને ગાંડી કહેનારની ખબર લેજે ! (બધા ઓછુંવતું હસે છે, ચીઢાઇને) હસો છો શું ?–રાંડવાઓ ! બૈરાંનું મોં જોઇને બેસી રહેવાનું તમને આવડયું છે, બીજું આવડે છે શું ? એ રાંડોનીજ મશ્કરીઓ કરો ને ! મેં તમારું શું બગાડયું છે ?

**ત્રીજો**:–(મોં દાવકું રાખી) ડોશી આવું બોલો, પછી બધા કહે કે ડાગરી છટકી છે !

**ડોશી**:–(વધુ ખીજાઇને) કોણ, તું મગનો ને ! ડાગરી છટકી કરી તેં તારી માને તો મારી નાંખી ! હવે શું મોઢું

લઈ બોલવા નીકળ્યો છું। ડાગરી તો તારી અને તારી બાયડીની છટકી છે. બહુ કૂદી રહ્યાં છો, પણ ઘરમાં ધાંનપાંણી રેહશે નહિ, તારે ખબર પડશે! બચારાં ઘરડાં મહેનત કરી, ભેગું કરી મૂકી જાય તેના બદલામાં તેમની ડાગરીઓ છટકાવો છો! પણ યાદ રાખજો, તમારાં છોકરાં તમારી ભુંડી વલે કરશે! ( એક પવનનું મોજું આવી સંગીતના સ્વર લાગે છે. હજુ ' હરિવેણુ ' ચાલે છે. ડોશી લઢવાની વૃત્તિમાંથી જાગે છે. ) હં...સાંભળો, હજુ ચાલે છે! હું કયાં તમારી જોડે લપે ચઢી! તમારું કર્યું તમે ભોગવશો. સનીઆ, તું ઘરે જઇ જીવલાને કહેજે, હું રાસ સાંભળવા ગઈ છું. કહ્યા વના નીકળી છું, પાછો શોધે નહિ. (ચાલવા માંડે છે.)

**ચોથો:**—ડોશી, મારું માનો; પાછાં ચાલો.

**ત્રીજો:**—હવે જવા દેને, છો મરતી! તારે જીવાડી શું કાંમ છે?

( તેઓના બોલ્યા તરફ ધ્યાન આપ્યા વિના ડોશી જાય છે )

**ચોથો:**—( ત્રીજાને અને એકને ) તમે એને ખોટી ખીજવી, સમજાવી હોત તો પાછી વળત. હવે જીવલાને ઉપાધી થશે.

**એક:**—જીવલાને તો કંઇ પડી નથી, તને લાગે છે. ઘરડું મરે તો સારૂં, છૂટે! કોઇનું સાચવ્યું કંઇ કોઈ ગચે છે? જા, તને બહું લાગતું હોય તો તેની પાછળ!

**ચોથો:**—એ તો જઇશજ. મારૂં માનશે નહિ એટલે જીવલાને લઇને જઇશ. ઝાડીમાં ભુલી પડે તો પાછી જીવતી નીકળે નહિ. તમે તમારે જાવ, પેલીઓ વાટ જોતી હશે.

(તેઓ થોડા ફિક્કેરાયલા વેરાય છે.)

# દ્રશ્ય ત્રીજું

(લાંબી સાંકડી ખીણુ. બંને બાજુ: ઢોળાવ પર નાનાં-મોટાં ઝાડ વેલા સાથે ઢળતાં દેખાય છે. વચ્ચે પાણીથી ધોવાઇ ચોકખી દેખાતી ખાડાટેકરીવારી જમીન છે. એક નાનો વહેળો તેમાં થઇને વહે છે. વહેળામાં પાણી ઓછું છે એટલે પાણી વહેવાનો અવાજ સંભળાતો નથી.

પવન નથી. ઝાડ શાંત છે. કોઇ જીવ ફરતો દેખાતો નથી. ડોશી ઉતાવળે વહેળાના કિનારે જતી દેખાય છે. પવન નથી એટલે સંગીતના સ્વર આવતા નથી. ખીણમાંથી ટેકરી પરનો પ્રકાશ શોધતી હોય તેમ ડોશી ઉંચે જોઇ ચાલે છે. સ્વરો માટે કાન માંડવા કોઇ વખત તે ઊભી રહે છે. કંઇ ન મળતાં તે ગભરાઇ ઉતાવળી ચાલે છે.

પવનનું એક નાનું મોજું આવે છે. છૂટો પડી ગયો હોય તેવો ગીતનો એક અસ્પષ્ટ ટુકડો આવે છે. ડોશીમાં હિમ્મત આવે છે.)

**ડોશી**:—હં...હજુ ચાલે છે, પાસેજ છે. પહોંચતાં વાર લાગશે નહિં.

(તે ઉતાવળી ચાલે છે. વહેળો સાંકડો બને છે ત્યાં આવી તે અટકે છે. તે પાણીમાં ઉતરવા જાય છે તે વખતે કોઇ પ્રાણી છબ દઇ પાણીમાં પડે છે. ડોશી ચમકી અટકે છે. આમતેમ જુવે છે. શાંતિ ફેલાય છે)

**ડોશી**:— શું હશે ! મગરતો નહિ હોય ! કહે છે કે આવા છછરા પાણીમાં આવી તે બેસે, કોઇ આવે તો તાણી જાય ! શું કરવું, કોઇ દેખાતું નથી. તાણી જાય તો જાણેય કોણ ? ને છોડાવેય કોણ ?

(તે અનિશ્ચિત ઊભી રહે છે. ઘુવડનો 'મૂવો' સંભળાય છે. ડોશીના હૃદયમાં ધ્રાસ્કો પડયો હોય તેમ તે છાતી પર હાથ મૂકે છે અને વહેળાથી પાછી હઠી જાય છે)

**ડોશી**:— મૂવું તું ! નીકળી તારનું મડયું છે ! હવે શું કરવું ?

પાછું જવું કે બીજેથી જવું—લાવ, પણે એક ઉતાર છે. આવી છું તારે પૂરું કરું.

(તે સાવચેત પગલે આગળ ચાલી વહેળા નજીક જાય છે. ઝાડીમાં એક શિયાળ જોરથી રડે છે. "હોકો ! હોકો !" ડોશીનાં રૂવાં ખડાં થઇ ગયાં હોય તેમ તે સ્થિર થઇ જાય છે. ઝાડીમાં જોતી તે ઊભી રહે છે.

**ડોશીઃ**–મારું રડયું શીઆરવું ! બધે ખબર આપતું હશે કે શિકાર આવ્યો છે ! હું આ વખતે કયાં નીકળી ! નીકળતાંજ અપશકુન થયા'તા તે મેં ગણકાર્યા નહિ !

( શિયાળના રૂદનથી જંગલમાં જીવ આવ્યો હોય તેમ નાના જીવોની ચળવળ દેખાય છે. બે ત્રણ પક્ષી ઉડીને ફડફડાટ કરે છે. ડોશી ઊભી છે તેની નજીકના જાળામાંથી એક મોટો સાપ નીકળી ડોશી પાસે થઇ ફુંફાડા મારતો પસાર થાય છે. સાપ જોઇ ડોશી કૂદીને દોડે છે. તે ઊંડી ઝાડીમાં ચાલી જાય છે. હવે વહેળો કે ટેકરી દેખાતાં નથી. પવન આવે છે. પણ સંગીત આવતું નથી. ડોશી ગુંચવાય છે. )

**ડોશીઃ**–ગાતા બંધ થયા લાગે છે. મધરાત થવા આવી હશે. મારૂં શું થશે ! કંઇ બાજુ જવું !

( પવનના સપાટા ચાલુ રહે છે. અત્યાર સુધી નિર્જીવ દેખાતી કુદરતમાં જીવ આવે છે. અનેક જાતના અવાજ આવે છે. તમરાંની શરણાઇઓ એમાં મોટો ભાગ ભજવે છે. ડોશી મૂંઝાઇને એક ઝાડના થડ આગળ ઊભી રહે છે. )

**ડોશીઃ**–હવે શું થાય ! હું કયાં આવી તેજ સમજાતું નથી. કયે રસ્તે જવું ! ( તે ઝાડીમાં ઝીણી નજરે રસ્તો શોધે છે. એક રાની બીલાંડો તેના તરફ આવતો જોઇ તે પાછી હઠી જાય છે. ) પ્રભુએ શું કરવા ધાર્યું છે ! તેનું નામ સાંભળવા નીકળી અને અહીં આવી પડાયું. ભગવાન રસ્તો દેખાડજે !

( બિલાડો ચાલ્યો જાય છે. ડોશીમાં હિમ્મત આપે છે. તે ચાલવા માંડે છે. થોડું ચાલી તે ગુંચવાય છે.)

**ડોશી** :—હવે, અહીંથી કોણ રસ્તો બતાવે! અંધારૂં ઘોર ! કશું દેખાતું જ નથી. પાછી જાઉં તો મગરભાઇ અને સાપભાઇ બેઠા જ છે ! એ સાપ કયાં ગયો હશે? આટલામાં એવા બીજા નહિ ફરતા હોય ! (હાથમાંની લાકડી જમીન પર ઠોકે છે. ઝીણી નજરે જમીન પર જુવે છે.) સાપ હોય તે દેખાય પણ વીંછી હોય તો દેખાય નહિ અને સીધો સાલ્લે ચઢી જાય ! (સાલ્લા પર થાપોટા મારે છે.) ભલા ભગવાંન, બચાવજે !

(તે ચાલે છે. કુદરત શાંત બની ગઇ હોય છે. ડોશીને હવે અવાજો કરતાં શાંતિ વધુ ભયાનક લાગે છે.)

**ડોશી** :—આ શું ! મને મારી નાંખવા કોઇ તરકટ તો નહિ કરતું હોય ! પેલા ગાનારાઓએ બંધ થઇ ગયા છે. ખબર નહિ ઝાડીમાં કેટલી અંદર ગઇ છું ! હાસ, થાક એવો લાગ્યો છે કે વધારે ચાલશે નહિ ! (ઢીચણે હાથ દે છે.) ભલા ભગવાંન, હું તારી દાસ છું, મને બચાવ ! તું દયાળું છે, દીનબન્ધુ છે, તેં ઘણાને મદદ કરી છે; મરતાને ઉગાર્યા છે; મરેલાને જીવાડયા છે ! મારી આટલી અરજ સાંભળજે; મને ઘેર જવાનો રસ્તો બતાવ, ચાલવાની શકિત આપ ! તારૂં નાંમ સાંભળવા હું નીકળી છું.

(તે થાકી હોય તેમ ડગુમગુ ચાલે છે. એક વખત લથડીઉં આવે છે. લાકડીના ટેકે પડતી બચે છે પણ તેનો સાલ્લો એક ઝરડામાં ભરાય છે. સાલ્લાને ઝરડાથી છુટો કરવા જતાં તેના હાથને કાંટા વાગે છે. હાથમાં લોહી નીકળ્યું હોય તેમ તે હાથ મોમાં ઘાલી દે છે.)

**ડોશી:**—ભલા ભગવાંન, મારી આ દશા ! (રડે છે.) આખી જીંદગી તારી ભકિત કરી. મેં કોઇનું બગાડયું નથી. તું બચાવીશ નહિ તો બીજું કોણ બચાવશે? માગ પર આટલી દયા કર !

(તે રડતી—કકળતી લથડતે પગે આગળ ચાલે છે. ખુલ્લી જગા દેખાય છે. તેનામાં હિમ્મત આવે છે. તે ઉતાવળ કરે છે. તુળશી કયારા, પતરાંનું એક છાપરૂં, મરેલાં ઢોરનાં હાડપીંજર અને બેત્રણ શિયાળ ફરતાં દેખાય છે. ડોશીનો ઉત્સાહ ભાગી જાય છે.)

**ડોશી:**— આ તો મસાણ ! હાય હાય, હું અહીં કયાં આવી ! અહીં આવેલું પાછું કોણ જાય છે ! આ તો ભૂતાંનું ઘર ! કોક મળ્યું તો જીવજ લે ! અહીંથી ઘેર કેમ પહોંચાશે !

( તે ગભરાઇ પાછી જવા જાય છે. ઉતાવળ અને ગભરાટમાં તે બરાબર જોઇ શકતી નથી. તેનું માથું એક ઝાડ સાથે ટીચાય છે. 'ઓ ભગવાંન' એટલા ઉદ્દગાર સાથે તે પાછી પડે છે. તે બીજા ઝાડ સાથે ટીચાય છે અને નીચે પડે છે....ચાર ડાકણો ઝાડીમાંથી નીકળી આવે છે. તે ડોશીને બેઠી કરે છે. )

**ડોશી:**—(આંખો પહોળી કરી, આશ્ચર્યમાં) કોણ, બાંન ચચળ ...અને તું નાથી...અને તું મોંઘી...

**એક:**—હા, અમે બધાં તેજ છીએ.

**ડોશી:**—હં...પણ અહયાં તમે તો મરી ગયાં'તાં અને જીવતાં કયાંથી ?

( ડાકણો ખીખી હસે છે. )

**બીજી:**—તેં અમને બરાબર ઓળખ્યાં નહિ, અમે ભૂત થયાં છીએ, ભૂત !

**ડોશી:**—(ઊભી થઇ નાસવા જાય છે.) હાય, મારા બાપ !

**ત્રીજી**:— [ડોશીને પકડીને] એમ નાસવાનું નથી, તારે અમારી સાથે આવવાનું છે !

**ડોશી** :—ના, બા, મને જવા દે. મારે મરવું નથી.

**ચોથી**:—મરવાનું કોને ગમે ? અમારે તારા કરતાં વધારે જીવવું હતું, પણ જમ આવ્યા એટલે જવું પડયું !

**ડોશી**:—મારે જમ આવ્યા નથી !

(ડાકણો ફરી ખીખી હસે છે.)

**એક**:—અરે, જમ આવી ગયા અને તું મરી ગઇ છું.

**ડોશી** :—હું નથી મરી ગઇ. જો સાંભળો. આપણે બધી સહિયરો હતી. મેં તમારૂં કોઇનું બગાડયું નથી. તમારે મને બીવડાવવી જોઇએ નહિં.

**બીજી**:—સહિયરો હતી તેથીજ તને બોલાવવા આવી છીએ. અમને તારા વના ગમતું નથી. બહુ વાતો કરવાની છે.

**ડોશી** :— મારે હજુ છોકરાનો સંસાર જોવો છે. વહુ એવી કત્તરકાળ મળી છે કે તેને દુઃખી કરશે ! બેત્રણ છોકરાં થાય, બધું ઠીક થાય, પછી આવું.

**ત્રીજી**—એમ તો બધાંયને કંઇનું કંઈ રહી જાય છે. મારે દીકરી પરણાવવી 'તી, આને (એકને બતાવી) છોકરો જોઇતો હતો, આને [બીજીને બતાવી] એનો પીયુ પરદેશ રહી ગયો, અને (ચોથીને બતાવી) આનું ખાવામાં મન રહી ગયું ! [બધી ડાકણો ઉદાસ દેખાય છે.) પણ અમારૂં કંઇ ચાલ્યું નહિં !

**ડોશી**—ના, પણ મારે આવવું નથી. મારો બચારો છોકરો ભલો ભોળો, મારા વના કેમ કરી દહાડા કાઢશે ? બહારતી બળ્યો જળ્યો આવે તારે તેને કોણ પાંણી પાશે ?

**ચોથી** :— એને તારી કંઈ પડી નથી, નહિંતો વહુને ડંગોરી કાઢે નહિ ?...ચાલ, બહુ વાર થઇ ! (ડોશીને પકડે છે.]

**ડોશી**:–( છૂટવા મથતી) હમણાં નહિ. થોડાં વધારે વરસ જીવું તો ભગવાનનું નામ લેવાય. સંસારના રડાકૂટામાં તેનું નાંમ પૂરું લેવાયું નથી.

**એક**:–એનું નાંમ લીધે કોનું ભલું થયું છે! ખાલી ફાંફાં. જો, તું એનું નાંમ સાંભળવા નીકળી અને જમને હાથ પડી. બચાવી છે એણે?...ચાલ, ચાલ, અમારી સાથે ખુબ મજા પડશે!

**ડોશી**:—ના, મારે નથી આવવું. પછી તો મરીજ જઉં તો!

**બીજી**:–તને સાચું કહીએ છીએ, તું મરી ગઇ છે, રાજી-ખુશીથી ચાલ, નહિ તો ઉપાડીને લઇ જઇશું!

**ડોશી**:–( તેઓના હાથમાંથી છૂટવા મથતી ) ના, મારે આવવું નથી; મારે મરવું નથી!

**ત્રીજી**:–એમ!—કરો અલ્યાં ટીંગાટોળી!

( ચારેય ડોશીના હાથ પગ પકડી ટીંગાટોળી કરે છે. "મારે નથી મરવું મને બચાવો!" એવી બૂમો ડોશી પાડયા કરે છે. ડાકણો ખી ખી હસતી તેને ઝાડીમાં ઉપાડી જાય છે. ડોશીનું 'મારે નથી મરવું' અને ડાકણોનું ખી ખી હસવું ઝાડીમાં પડઘા પાડતું ફેલાય છે............આંખ મીચીને ઉઘાડીએ છીએ ત્યારે ઝાડ નીચે નિશ્ચેત પડેલી ડોશી દેખાય છે. એક શિયાળ તેને સૂંઘતું હોય છે.

## દૃષ્ય ચોથું

( છૂટાછવાયા તુળશીકયારા છે, પતરાંનું છાપરું છે. રખડતાં હાડકાં અને હાડપીંજરો છે, ત્રણેય બાજુ ઝાડી છે. સમય સવારના આઠેકનો છે. સૂર્યનો ત્રાંસો પ્રકાશ ઝાડીમાં થઇને સ્મશાન પર પડે છે,

એક બાજુ કપડાથી ઢાંકેલું શબ પડયું છે. બીજી બાજુ દીકરો અને થોડા ખેડુતો શબને બાળવાની તૈયારી કરે છે. તેઓ પાસે લાકડાં પડેલાં છે. દૂર એક શિયાળ જીભ ચાટતું ઊભું છે. નજીકનાં ઝાડ પર ગીધ અને કાગડા છે.

વહુ દોડતી આવે છે, લાંબેથી દોડી આવી હોય તેમ તે હાંફે છે. બધા તેને જોઇ કુતૂહલ દર્શાવતા સ્થિર બને છે.)

**દીકરો:**–(વહુને) શું છે?

**વહુ:**–મુખી ઘેર આવ્યા 'તા; કહે છે મારી રજા વના બાળે કેમ! તે રાવણીઆને લેવા ગયા છે. હું પાછલે બારણે થઇ દોડતી આવી છું, જલ્દી બાળી નાખો, નહિ તો પજવશે!

**દીકરો:**–પજવે શાથી? –મરેલાં બાળવાનાં નથી?

**વહુ:**–એ તો કહે છે આપણે તેમને મારી ફેંકી દીધાં હતાં. પઇસા પડાવવા છે એટલે કંઇ કરશે. તમે જલ્દી બાળી નાંખો પછી કંઇ કરી શકશે નહિ. મને આપણા ગોરે કહ્યું.

**એક ખેડુત:**–એ ખરું છે; બળ્યા પછી કંઇ કરી શકશે નહિ. બાળવી તો છે જ. ચાલો ઉતાવળ કરીએ.

**દીકરો:**–(હજુ તેના મનમાં વાત સમજાતી નથી) હા, ચાલો.

(બધા ઝડપથી ચિતા ખડકે છે. એક ખેડુત એક બાજુ દેવતા ચેતાવે છે. દીકરો ગુંચાઇ ગયો હોય તેમ દોડાદોડ કરે છે. વહુ દૂર એક ઝાડ નીચે ઊભી રહે છે. ચિતા ખડકાઇ રહે છે. બે ત્રણ ખેડુતો શબ પાસે આવી ઉપરનું કપડું કાઢી નાખે છે. ડોશી ઓળખાય નહિ તેવી તેના શબની હાલત છે. તે ફેંકાએલું છે. ખેડુતો તેને ઉપાડી ચિતાની પરકંમા કરાવી ચિતામાં મૂકે છે. બે રાવણીઆ સાથે મુખી દોડતા આવે છે.)

**મુખી**:-(આવતાંજ) એને બાળવાની નથી, પાછી ઉતારો ?

**એક ખેડુતઃ**-અરે, મુખી !

**મુખી**:-અત્યારે હું કોઈનું કંઈ સાંભળવાનો નથી. ઉતારો છો કે નહિ ?

**દીકરો**:-ભાઇ સાબ, મારી મા છે, એના શબને તમારે રખડાવવું છે ?

**મુખી**:-બેસ હવે, મોટો મા વારો ! ધણી ધણીઆંણીએ ભેગાં થઇ મારી નાખી અને હવે મા કહેવી છે ! કયાં ગઇ પેલી તારી બૈરી, આગળ દોડતી આવી છે. મને ખબર મળી એટલે ઉતાવળ કરવી પડી. હં ... પેલા ઝાડ નીચે ઊભી છે ! (મોટેથી) અહીં આવ, સાસુને મારી નાખી અને પાછી બાળવા આવી છું !

**વહુ**:-(રડવાનો દેખાવ કરતી) શું હું તેમને મારૂં ! એવી કઇ ગોઝારી વહુ હશે તે સાસુને મારે !

**મુખી**:-તારા ફ્તવા મારા આગળ ચાલશે નહિ. અચાનક ડોસો મરે તો છોકરાએ એને માર્યો માનવો, સાસુ મરે તો વહુએ મારી માનવી. બનતું આવ્યું છે અને બને છે. તારો અને સાસુનો સંબંધ ગામ જાણે છે. ઢોશી મરવાની હતી તો ઘેર કેમ ન મરી અને જંગલમાં મરી !

**દીકરો**:-(વચ્ચે) એના સાક્ષી છે.

**મુખી**:-તું હમણાં બોલીશ નહિ. તારો વારો પછી. એક વખત વહુનું પુરૂં કરી રહેવા દે. (વહુને) બોલ, તારે એની સાથે બનતું હતું કે નહિ ?

**વહુ**:-એ તો કોક દહાડો બે બોલ નીકળીજાય; નહિ તો મારે અને એમને અણબનાવ કયાં હતો ! એ ગયાં તેથી કેટલી ખોટ મને પડી છે તે હુંજ જાણું છું ! આ તો દાઝયા ઉપર ડામ ! (મોટેથી રડે છે.) ભગવાંન, દુનિયામાં ન્યાય હશે કે નહિ !

**મુખીઃ**— તારાં તાગાં મારા આગળ ચાલશે નહિં, બોલ ડોશી મરે તેમાં તું રાજી ખરી કે નહિં ?

**વહુ**— તેમના મરવામાં હું કદી પણ રાજી થાઉં ! મારે તો તે માથીએ વધારે હતાં. તેમનો સ્વભાવ જરા બગડગો હતો, ઘડપણમાં થાય એવું, પણ મેં તેમની સામો એક શબ્દ કાઢયો નથી. ઘરડાંની સેવા કરવાનું આપણા નસીબમાં કયાંથી હોય ! હું તો કહું છું, અમારાં નસીબ ટૂંકા તે એ ગયાં ! તે પાંચ વરસ વધારે જીવ્યાં હોત તો અમને કેવી શાંતિ થાત !

**મુખી** :— બસ, બહુ થયું. નાટકમાં તું સારૂં કામ કરી શકે... [દીકરાને) બોલ, જીવલા તારે શું કહેવાનું છે ?

**દીકરોઃ**—રાતે તે રાસમંડળી જોવા નીકળી હતી.
**મુખીઃ**— હં...બરાબર જોડી કાઢયું !
**દીકરો**—સાક્ષી છે !
**મુખી**—કોણ ?
**દીકરો** —(રાતવારા જુવાનો બતાવી) આ સનીઓ, છગનો–

**મુખી** —બધા તારા ભાઇબંધ, અથવા કંઇ ખવડાવીને રાસમંડળી જોવા મોકલી હશે. હં...તે રાસમંડળીમાં શું થયું ?

**દીકરો** — એકલી જતી 'તી. આ બધા રાતે કુવા પર વાતો કરતા બેઠા હતા. તેમની પાસે થઇને ગઇ હતી. સને આવી મને ખબર આપી. હું અને એ તેને શોધવા નીકળ્યા. ઠેઠ ટેકરી ચઢી પાછા આવ્યા પણ ન જડી. આખી રાત ઝાડીમાં શોધી. અજવાળું થતાં અહીં પડેલી જડી.

**મુખી**—આમાંનો એક શબ્દ હું માનતો નથી. બધી બીના ફોજદાર પાસે જવી જોઇએ. ડોશીને દવાખાનામાં લઇ જઈ ચીરી તપાસવી પડશે. ઉતાવળ કરી, મને ખબર આવ્યા વના છટકવા ગયાં છો, પણ આ પોપાંબાઇનું રાજ નથી ! ડોશીને ઉતારી, ગાડામાં નાખી, ચાલ તાલુકે !

દીકરો:-ભાઇ સા'બ શા માટે દુ:ખી કરો છો! અમે નિર્દોષ છીએ.

**મુખી:**—એ બધું ત્યાં સાબીત થશે. એક વખત ડોશીને નીચે ઉતારો. તમે નહિ ઉતારો તો રાવણીઆ ઉતારશે. ચાલો જલદી કરો!

**એક વૃદ્ધ:**-( આગળ આવીને ) મુખી, બચારી કયાં ઓછું દુ:ખી થઇને મરી છે તે તમારે તેનું મડદું રઝળાવવું છે! એને ગીધે કોચી છે અને શિયાળે ફેંદી છે! આપણા ગામનું આમાં શું સારૂં દેખાવાનું છે. કોઇ રીતે નિકાલ કરો.

**મુખી:**—નિકાલ શું હું મારા ઘરના આપીને કરું? ગામમાં વાત થઇ ગઇ છે. ફોજદાર પાસે વાત જાય તો મારું મુખીપણું જાય અને ઉપરથી કેદની સજા થાય. કહેશે મુખીએ ઉપર ઊભા રહી ખૂન કરાવ્યું! એને કંઈ આપીએ તો ચૂપ રહેને?

**દીકરો:**-હું પાંચ-દશ આપીશ.

**મુખી:**—એમ પાંચ—દસે ખૂન ઢંકાતાં હશે! એ લોક આવે છે ત્યારે કેવા કૂતરા જેવા હોય છે તે તો તમે જાણો છો. સોમાં એક પૈ ઓછી નહિ થાય. બોલ, એટલા આપવા તૈયાર હોઉં તો બાળ. કંઇ થશે તો હું જોઇ લઈશ.

**દીકરો:**-એટલા તો બહુ કહેવાય. મારી પાસે સો તો શું, પાંચ નથી! દસ આપવા કહું છું તે કોઇના ઉછીના લઇને, હવે એનું કારજ આવશે તે કેમ કરવું એજ મુશ્કેલી છે ત્યાં તમે સો માગો છો. બહુ પડે એટલા-ઘરબાર વગરનો થઇ જઇશ!

**મુખી:**-તો શું હું મારા ઘરના આપું? માબાપ મરે તે સૌને ગમે પણ તેમના માર્યા પછીજ ખરી ખબર પડે છે! આ તો પાશેરામાં પ્હેલી પૂણી છે. માને મારી તે ભોગવ હવે! ઘર વેચ કે ખેતર વેચ.

**દીકરો:**—હું ઇશ્વર માથે રાખીને કહું છું કે માને મેં કંઇ કર્યું નથી. બચારીની આ હાલત જોઇ મને શું લાગે છે તે હુંજ જાણું છું ! મારૂં મન એવું ગુંચવાઇ ગયું છે કે શું કરવું તે સમજાતું નથી: ભાઇ સા'બ, તમે કંઈ રસ્તો બતાવો. મારો તોય તમે અને જીવડો તોય તમે ! મારી શકિત પ્રમાણે જે લેવું હોય તે લેજો, પણ તેને બાળવા દો !

**મુખી:**—(ધીમા પડી) તું ગાંડો છે. એ પૈસા મારે લેવાના હોય તેમ તું વાત કરે છે. એમાંની એક પાઇ મારે હરામ છે. આવા કામમાં ખાય તેને ફૂટી નીકળે ! હું તો પેલાં કૂતરાંને નાખવા માટેજ લઉં છું. તને નહિ હોય પણ મને મા નામ માટે લાગણી છે, કહે છે કે દુનિયામાં દરેક ચીજ મળે પણ મા ન મળે. તારી માનું મરણ મારે બગાડવું નથી, તેથીજ નિકાલ કરવા તૈયાર થયો છું. નહિ તો તું અને તારી બૈરી કયારનાં અત્યારે ઝાંઝરાંમાં હોત ! બોલ, પચાસ સુધી થશે ? આથી ઓછી એક પાઇ થશે નહિ. તારી પાસે પચાસ રૂપિયા ન હોય તો કેશવા પાસે તને અપાવીશ. પાક થાય ત્યારે તેના પહેલા ભરી દેજે. બોલ, આથી વધારે કોઇ કરી શકે ? કબુલ કર કે ઘેર જઇ ગાડું જોડી લાવ. બધા ખોટી થાય નહિ.

**દીકરો:**-ભાઇ સા'બ કબુલ, કંઇ ઓછું કર્યું હોત તો મને રાહત રહેત. પણ તમે જે કહો તે કબુલ.કહો, હવે તેને બાળીએ ?

**મુખી**-હા, પણ આ ચે'નો દેવતા ઓલવાય તે પહેલાં રૂપિયા મારી પાસે આવી જવા જોઇએ. કોઇ જાતની છેતરપંડી ચાલશે નહિ. ગૂનો હજુ ઊભો છે.

**દીકરો**—તમારા ગામમાં રહેવું અને તમને છેતરાય ? આપી જઈશ, ભાઈસા'બ આપી જઇશ !

**મુખી—** સારું આળો. હું જાઉં છું, (વહુને) ચાલ, તારે સાથે આવવું હોય તો સંઘાત થશે

**વહુ—** [ગફડતી] થયો સંઘાત, બાપ તમે તો કાસર કાઢી નાખ્યું !

**મુખી—** (આંખ કતરાવી) શું બોલી ? જરા ઉતાવળે બોલ.

**વહુ—**કંઇ નહિ, મારે આવવું નથી, હું એમની સાથે આવીશ.

**મુખી**—હું...એમ સીધું બોલ. પચાસમાં પત્યું તેનો આભાર નહિ અને ગફડવાનું ! સાલી દુનિયા નગણી છે. બચારા જીવલાની મને દયા આવે છે નહિ તો ખબર પડત.

(મુખી અને રાવણીઆ જાય છે. બધા છુટકારાનો દમ લે છે. થોડા ખેડુતો ચિતા બરાબર કરે છે. એક જણ શબના મોંમાં ઘી મૂકે છે. દીકરો બળતું હાથમાં લઇ ચિતાની પ્રદક્ષિણા કરી શબના મોં આગળ જાય છે. શબનો ચહેરો અને દીકરાની નજર એક થાય છે. બળતું પુરૂં ચંપાયા વિના દીકરાના હાથમાંથી પડી જાય છે. એક મોટા ડુસ્કા સાથે તે ચિતાની બાજુમાં બેસી જાય છે. બે ત્રણ ખેડુતો ચિતાને ચેતાવે છે અને બાકીના દીકરા પાસે ભેગા થાય છે. દીકરો છાતી ફાટ રડે છે.)

**એક:**—([illegible]) હવે રડવાનું. થવાનું હતું તે થઇ ગયું.

**બીજો:**—ઘરડું ન મરે તો બીજું કોણ મરે ?

**દીકરો:**—ક્યારનું દબાવી રાખ્યું છે, મને રડવા દો ?

**ત્રીજો;**—હા, રડવા દો, મન હલકું થાય.

**દીકરો**—મને ડોશીનું મરણ બહુ લાગતું નથી; બહુ દુ:ખી થઇ તે મરી તે લાગે છે.

**ચોથો:**—કોણ ઘરડું દુ:ખી થઇને મરતું નથી ? બને તેટલાં તેમનાં દુ:ખ ઓછાં થાય તો સારૂ, બાકી કુદરત તેમની સામે હોય ત્યાં આપણે શું કરી શકવાના છીએ ! આપણે બધાય એક દિવસ એ રીતે મરવાના છીએ. એમાં શોક કર્યે શું વળે ! બસ, હવે બહુ રડીશ નહિ. છાનો રહે.

(દીકરાનાં ડુસ્કાં ઓછાં થાય છે. શાંતિ ફેલાય છે. સૌ ગમગીન બની બળતા શબને જોઇ રહે છે. ચિતા ભડકે બળે છે.)

